ગુજરાત રાજ્યના શિક્ષણનિયામકશ્રીની કચેરીના પત્ર-ક્રમાંક
ઉમશ / 1195 / 201 - ગ - 1 તા. 4-3-'95-થી મંજૂર

# ભારતીય સંસ્કૃતિ

## ધોરણ 12



## પ્રતિજ્ઞાપત્ર

ભારત મારો દેશ છે.
બધાં ભારતીયો મારાં ભાઈબહેન છે.
હું મારા દેશને ચાહું છું અને તેના સમૃદ્ધ અને
વૈવિધ્યપૂર્ણ વારસાનો મને ગર્વ છે.
હું સદાય તેને લાયક બનવા પ્રયત્ન કરીશ.
હું મારાં માતાપિતા, શિક્ષકો અને વડીલો પ્રત્યે આદર રાખીશ
અને દરેક જણ સાથે સભ્યતાથી વર્તીશ.
હું મારા દેશ અને દેશબાંધવોને મારી નિષ્ઠા અર્પું છું.
તેમનાં કલ્યાણ અને સમૃદ્ધિમાં જ મારું સુખ રહ્યું છે.

કિંમત રૂ. 7.50



**ગુજરાત રાજ્ય શાળા પાઠ્યપુસ્તક મંડળ**
વિદ્યાયન, સેક્ટર 10 - એ, ગાંધીનગર - 380 010

**વિષય-સલાહકાર**
ડૉ. ચીનુભાઈ નાયક

**લેખન/સંપાદન**
શ્રી સુભાષ બ્રહ્મભટ્ટ
ડૉ. જે. આર. શુક્લ
ડૉ. જે. એમ. શાહ

**સમીક્ષા**
ડૉ. શિવપ્રસાદ રાજગોર
ડૉ. પ્રિયબાળાબહેન શાહ
શ્રી. એમ. જે. પરમાર
શ્રી હસમુખભાઈ પારેખ

**ભાષાશુદ્ધિ**
શ્રી રવીન્દ્રભાઈ ઠાકર

**સંયોજન**
શ્રી રમાબહેન જોષી
(મંડળનાં ઍકેડેમિક સેક્રેટરી)

**નિર્માણ-આયોજન**
શ્રી હરકાન્ત ત્રિવેદી
(મંડળના ના. નિયામક : શૈક્ષણિક)

**મુદ્રણ-સંયોજન**
શ્રી અક્ષય ડી. શાહ
(મંડળના ના. નિયામક : ઉત્પાદન)

## પ્રસ્તાવના

રાષ્ટ્રીય શિક્ષણનીતિના અનુસંધાને રાજ્ય સરકાર તરફથી મંજૂર કરવામાં આવેલા ધોરણ 12ના ભારતીય સંસ્કૃતિ વિષયના નવા અભ્યાસક્રમ અનુસાર તૈયાર કરવામાં આવેલું આ પાઠ્યપુસ્તક વિદ્યાર્થીઓ સમક્ષ મૂકતાં આનંદ થાય છે. ઈ.સ. 1995માં પ્રથમવાર પ્રકાશિત થયેલા પાઠ્યપુસ્તકનું આ પુનર્મુદ્રણ છે.

આ પાઠ્યપુસ્તક ક્ષતિરહિત બને એ માટે પૂરતી કાળજી લેવામાં આવી છે. પ્રસ્તુત પાઠ્યપુસ્તકની ગુણવત્તા વધારે એવાં સૂચનો મંડળ આવકારે છે.

**આર. સી. રાવલ** — નિયામક — તા. 31-1-2000

**શાન્તિભાઈ શેઠ** — કાર્યવાહક પ્રમુખ — ગાંધીનગર

પ્રથમ આવૃત્તિ : 1995, પુનર્મુદ્રણ : 2000

**પ્રકાશક :** ગુજરાત રાજ્ય શાળા પાઠ્યપુસ્તક મંડળ, 'વિદ્યાયન' સેક્ટર 10-એ, ગાંધીનગર વતી આર. સી. રાવલ, નિયામક

**મુદ્રક :** અશોક જે. પટેલ. **જે. કે. ઓફસેટ** એ-૬, મહેશ્વરી ઇન્ડ એસ્ટેટ, શાહીબાગ, અમદાવાદ-૪. ફોન નં ૫૬૨૫૮૬૧

# મૂળભૂત ફરજો

ભારતના દરેક નાગરિકની ફરજ નીચે મુજબ રહેશે :*

(ક) સંવિધાનને વફાદાર રહેવાની અને તેના આદર્શો અને સંસ્થાઓનો, રાષ્ટ્રધ્વજનો અને રાષ્ટ્રગીતનો આદર કરવાની;

(ખ) આઝાદી માટેની આપણી રાષ્ટ્રીય લડતને પ્રેરણા આપનારા ઉમદા આદર્શોને હૃદયમાં પ્રતિષ્ઠિત કરવાની અને અનુસરવાની;

(ગ) ભારતનાં સાર્વભૌમત્વ, એકતા અને અખંડિતતાનું સમર્થન કરવાની અને તેમનું રક્ષણ કરવાની;

(ઘ) દેશનું રક્ષણ કરવાની અને રાષ્ટ્રીય સેવા બજાવવાની હાકલ થતાં, તેમ કરવાની;

(ચ) ધાર્મિક, ભાષાકીય, પ્રાદેશિક અથવા સાંપ્રદાયિક ભેદોથી પર રહીને, ભારતના તમામ લોકોમાં સુમેળ અને સમાન બંધુત્વની ભાવનાની વૃદ્ધિ કરવાની, સ્ત્રીઓના ગૌરવને અપમાનિત કરે તેવા વ્યવહારો ત્યજી દેવાની;

(છ) આપણી સમન્વિત સંસ્કૃતિના સમૃદ્ધ વારસાનું મૂલ્ય સમજી તે જાળવી રાખવાની;

(જ) જંગલો, તળાવો, નદીઓ અને વન્ય પશુપક્ષીઓ સહિત કુદરતી પર્યાવરણનું જતન કરવાની અને તેની સુધારણા કરવાની અને જીવો પ્રત્યે અનુકંપા રાખવાની;

(ઝ) વૈજ્ઞાનિક માનસ, માનવતાવાદ અને જિજ્ઞાસા તથા સુધારણાની ભાવના કેળવવાની;

(ટ) જાહેર મિલકતનું રક્ષણ કરવાની અને હિંસાનો ત્યાગ કરવાની;

(ઠ) રાષ્ટ્ર પુરુષાર્થ અને સિદ્ધિનાં વધુ ને વધુ ઉન્નત સોપાનો ભણી સતત પ્રગતિ કરતું રહે એ માટે, વૈયક્તિક અને સામૂહિક પ્રવૃત્તિનાં તમામ ક્ષેત્રે શ્રેષ્ઠતા હાંસલ કરવાનો પ્રયત્ન કરવાની.

* ભારતનું સંવિધાન : કલમ ૫૧ क

# અનુક્રમણિકા



●

# 1 ભારતનો કલાવારસો : સ્થાપત્ય અને શિલ્પ

**સંસ્કૃતિ અને કલા :** 'ગુફા'થી 'ઘર' સુધીની વિકાસયાત્રા એટલે સંસ્કૃતિ. આ સંસ્કૃતિના વિકાસની પૂર્વશરત છે કલાસાધના. દુનિયામાં એવો એક પણ માનવસમાજ આપણને જોવા નહિ મળે કે જ્યાં કલાનું ખેડાણ થયું ન હોય. કારણ સંસ્કૃતિના વિકાસનો આધાર વિચાર છે અને વિચાર એ કલાનો પ્રાણ છે. મનુષ્ય વિચારશીલ પ્રાણી હોવાથી આદિમકાલથી આજ પર્યંત એ કલાનો સતત ઉપાસક રહ્યો છે. માનવજીવન અને કલા એકમેકનાં પૂરક અંગ છે. કલા દ્વારા જ જીવન સંસ્કૃતિનો ઓપ ધારણ કરે છે. આથી કલા એ સંસ્કૃતિને ઘડનારું મહત્ત્વનું પરિબળ છે.

**કલા અને ભારતીય સંસ્કૃતિ :** ભારતીય સંસ્કૃતિની વિશ્વમાં જે પ્રતિષ્ઠા થઈ છે તેનું કારણ તેની દર્શનવિદ્યા અને તેનો સમૃદ્ધ કલાવારસો છે. ભારતીય સ્થાપત્ય, શિલ્પ, ચિત્ર, નૃત્ય, નાટક અને સંગીતની દુનિયાભરમાં જે પ્રતિષ્ઠા થઈ છે તેનું મૂળ કારણ તેની સૌંદર્યની અનુભૂતિ છે. કલા વિવેચકો કહે છે કે ભાવ અને રસના આલેખનમાં ભારતીય કલા વિશ્વભરમાં માનભર્યું સ્થાન ધરાવે છે. ભારતીય વિચારકોએ કલાના ખેડાણ દ્વારા ઇતિહાસના અનેક યુગો દરમિયાન સૌંદર્યની જ ઉપાસના કરી છે. સુંદર એટલે જે આપણી આંખોને ગમે અને વૈયક્તિક તેમજ ભૌતિક સુખ અર્પે તે નહિ; પરંતુ આત્માનો સાક્ષાત્કાર કરાવે તે કલા. આ સૌંદર્યમંડિત કલાને ભારતીય સર્જકોએ 'કલા'ની સંજ્ઞા આપી છે. ભારતીય સંસ્કૃતિમાં કલા શબ્દ 'કળવું', 'મેળવવું', 'પામવું'ના અર્થમાં વપરાયો છે. 'कला' શબ્દ સંસ્કૃત ધાતુ 'कल' પરથી બન્યો છે. અને સંસ્કૃત કોશકારો કહે છે તેમ कल्यते वा ज्ञायते इति कला' અહીં આપણને પ્રશ્ન થાય કે કલા દ્વારા કોને પામવાનું છે ? કલા દ્વારા જીવનને પોતાને પામવાનું છે.

ભારતીય કલા એ ભારતીય સંસ્કૃતિનો પ્રાણ છે. બીજા શબ્દોમાં કહીએ તો એ ભારતીય સંસ્કૃતિનું ચૈતન્ય તત્ત્વ છે. ભારતીય સંસ્કૃતિ અને કલા એકબીજા સાથે એવાં ગૂંથાયેલાં છે કે આપણે તેમને એકબીજાથી અલગ કલ્પી શકતા જ નથી. કારણ કલા વિના સંસ્કૃતિનો છોડ પાંગરી શકે જ નહિ. કલા વિનાનું માનવજીવન અર્થહીન, આનંદહીન અને બોજારૂપ છે. કલા અને જીવનનો સુભગ સંયોગ પૃથ્વી પર સંસ્કૃતિનું સ્વર્ગ ઉતારી શકે. કલા એ મનુષ્યની આશા, આકાંક્ષા, સંવેદનાઓ અને ભાવનાઓને વ્યક્ત કરે છે. કલાની સમજ દ્વારા જ આપણે એકબીજાંના હૃદયની લાગણીઓને સમજી શકીએ છીએ. આપણી થનગનતી ઊર્મિઓને ઓળખી શકીએ છીએ. કલાની સાધના દ્વારા જ પોતાના સ્વરૂપની સમજ કેળવવાની છે. કલાની મદદ વડે જ કોઈ પણ માનવી મૃત્યુમાંથી અમૃત તરફ અને ગાઢ અંધકારમાંથી પ્રકાશ તરફ જઈ શકે છે. કલાના માધ્યમ દ્વારા સમગ્ર સૃષ્ટિનું રહસ્ય પામી શકાય, માનવ-માનવ, સમાજ-સમાજ અને દેશ-દેશના ભેદો મિટાવી શકાય. કલાની સાધના દ્વારા રાષ્ટ્રીય એકતા અને ભાવાત્મક એકતા સાધી શકાય, કારણ કે કલાને નાત-જાત કે ધર્મ-સંપ્રદાયનાં કોઈ બંધન હોતાં નથી. આમ, કલા માનવીના વ્યક્તિત્વના સંકુચિત ભેદો મિટાવી, માનવસમાજને પ્રેમના તાંતણે બાંધી વિશ્વશાંતિ અને વિશ્વબંધુત્વનો આદર્શ મૂર્તિમંત કરી શકે.

અહીં વ્યક્ત કરેલા ભારતીય કલાના વિચારના સંદર્ભમાં આપણે ભારતીય શિલ્પ અને સ્થાપત્યનો પરિચય મેળવીશું.

**ભારતીય સ્થાપત્ય અને શિલ્પ** : ઘટનાઓ શબ્દબદ્ધ થાય ત્યારે તે ઇતિહાસ બને છે. તે જ રીતે માનવીય સંવેદનાઓ આકારબદ્ધ થાય ત્યારે તે કલા બને છે. અહીં કલા વારસાના મહત્ત્વના અંગરૂપ સ્થાપત્યનો પરિચય કેળવીએ તે પહેલાં તેના શબ્દાર્થને પામીએ :

સ્થાપત્ય એ શિસ્તબદ્ધ આકાર પામતી કલા છે. સંસ્કૃત ભાષામાં સ્થાપત્ય માટે 'वास्तु' શબ્દ વપરાય છે. અંગ્રેજીમાં તેને 'Architecture' તરીકે ઓળખવામાં આવે છે. वास्तुનો સંબંધ નિવાસ સાથે રહેલો છે, પછી તે દેવોનો હોય કે મનુષ્યોનો. દેવોનો નિવાસ ધાર્મિક સ્થાપત્ય કહેવાય અને મનુષ્યોને ઉપયોગી નિવાસ નાગરક કે નાગરિક સ્થાપત્ય કહેવાય.

આ પ્રકરણમાં શરૂઆતમાં હિંદુ, જૈન, બૌદ્ધ અને ઇસ્લામ ધર્મનાં ધાર્મિક સ્થાપત્યનો પરિચય કેળવીશું.

પ્રાચીન ભારતમાં સ્થાપત્ય, ચિત્ર અને શિલ્પ પરસ્પર ગાઢ રીતે સંકળાયેલી કલાઓ હતી. વાસ્તુવિદ્યાના જે ગ્રંથો રચાયા છે તે આ વાતની સાક્ષી પૂરે છે. કોઈ પણ પ્રાચીન મંદિરની મુલાકાત લઈએ તો તેમાં લલિત કલાઓનું સંયોજન સ્પષ્ટ દેખાય છે. મંદિર સ્થાપત્યમાં ચિત્ર, શિલ્પ, નૃત્ય, સંગીત વગેરે લલિત કલાઓ સામૂહિક રીતે વ્યક્ત થયેલી જોવા મળે છે. બીજા શબ્દોમાં કહીએ તો મંદિર એ લલિત કલાઓનું સંગમતીર્થ છે. ભારતીય કલાના અભ્યાસી માટે મંદિર સ્થાપત્ય એ સમૃદ્ધ સંગ્રહાલયની ગરજ સારે છે.

**મંદિર સ્થાપત્ય** : મંદિર સ્થાપત્યના સ્વરૂપનો વિચાર કરીએ તે પહેલાં મંદિર એટલે શું તે સમજી લઈએ. મંદિર એટલે દેવ કે દેવીનો નિવાસ કે આવાસ. આથી તેને દેવાલય પણ કહેવામાં આવે છે. મનુષ્યના સ્વભાવમાં રહેલી આકૃતિ-પૂજાને કારણે જ દેવને મનુષ્ય સ્વરૂપે કલ્પી તેમની પ્રતિમાઓ-મૂર્તિઓ તૈયાર કરવામાં આવે છે. સંસારમાં મનુષ્યની જેટલી જરૂરિયાતો તેટલી જ દેવની પણ કલ્પના કરવામાં આવી છે. આ કારણથી જ, દેવ-દેવીઓને માટે વસ્ત્ર, અલંકારો, ખાનપાન, ભોજન, આનંદ-પ્રમોદ, નિવાસ વગેરેની વ્યવસ્થા કરવામાં આવે છે. ગુજરાતીમાં કહેવત છે ને કે 'જે દેહને તે દેવને.' આમ, મંદિર એની શરૂઆતના તબક્કે દેવના રહેઠાણ માટે માત્ર એક ખંડનું બનેલું હતું; પરંતુ સમય જતાં દેવપૂજા માટે આવતા-જતા માનવસમાજની સગવડ માટે તેમાં અનેક વિભાગો ઉમેરાયાં. પરિણામે મંદિર સ્થાપત્યનો ક્રમશઃ વિકાસ થયો અને તેણે આજનું ભવ્ય સ્વરૂપ ધારણ કર્યું.

**મંદિરનું સ્થાપત્યકીય સ્વરૂપ** : ભારતમાં ગુપ્તકાળ દરમિયાન મંદિર સ્થાપત્યના વિકાસની ક્ષિતિજો વિસ્તરતી જણાય છે અને સાતમી સદીમાં તે પૂર્ણ સ્વરૂપે વિકાસ પામ્યું છે. મંદિર એ જુદાંજુદાં અંગ વિભાગોનું બનેલું એક સંપૂર્ણ સ્વરૂપ છે.

મંદિરની રચના મુખ્યત્વે દેવ આરાધના માટે કરવામાં આવી હોઈ તેમાં સૌથી પહેલો વિચાર દેવપ્રતિષ્ઠાનો કરવામાં આવ્યો છે. જે ભાગમાં દેવપ્રતિમાની પ્રતિષ્ઠા કે સ્થાપન કરવામાં આવે છે તે ભાગને 'ગર્ભગૃહ' અથવા 'ગભારો' કે 'મૂલસ્થાન' કહેવામાં આવે છે. કોઈ મંદિરમાં દેવ-દેવીઓની સંખ્યા એક કરતાં વધુ હોય તો ગર્ભગૃહોની સંખ્યામાં પણ વધારો કરવામાં આવે છે.

ગર્ભગૃહને આવરી લેતો આસપાસનો માર્ગ પ્રદક્ષિણાપથ કહેવાય છે. ગર્ભગૃહની ઉપર શૃંગો વડે વિભૂષિત કરેલો ભાગ શિખર તરીકે ઓળખાય છે. શિખરના ટોચના ભાગે કળશ હોય છે. આ કળશ ક્યારેક સોના, ચાંદી કે પિત્તળનો બનાવવામાં આવે છે. શિખરની ઉપર જે-તે સંપ્રદાય કે દેવની સૂચક ધજા ચઢાવવામાં આવતી હોય છે. શિખર એ મંદિરનો અત્યંત કલાત્મક ભાગ છે. ગર્ભગૃહની–જ્યાં પૂજારીઓ બેસતા હોય કે બહાર જ્યાંથી દેવની આરતી ઉતારવામાં આવતી હોય તે ભાગ અંતરાલ કહેવામાં આવે છે. મહદંશે અંતરાલમાંથી જ દેવને ફળ-ફૂલ કે પ્રસાદ ધરાવવામાં આવતો હોય છે. ટૂંકમાં, અંતરાલ એ ગર્ભગૃહ અને સભામંડપની વચ્ચેનો ભાગ છે. અંતરાલની આગળના ભાગમાં સ્તંભોથી અલંકૃત વિશાળ સભામંડપની રચના કરવામાં આવે છે. આ સભામંડપમાં ઊભા રહીને કે બેસીને ભક્તો દેવની આરાધના કરતા હોય છે. સભામંડપની ઉપરનો ભાગ મોટેભાગે ગોળ ઘુમ્મટ આકારે કલાત્મક રીતે બાંધવામાં આવે છે. તેમાં ગાંધર્વો, યક્ષો, કિન્નરો કે અપ્સરાઓનાં કલાત્મક શિલ્પો કંડારવામાં આવે છે. સૌરાષ્ટ્રમાં સોમનાથના મંદિરમાં, મોઢેરાના સૂર્યમંદિરમાં અને આબુનાં દેલવાડાનાં દહેરાના સભામંડપમાં આવાં સુંદર કલાત્મક શિલ્પાંકન ધરાવતા ઘુમ્મટ જોવા મળે છે.

સભામંડપના સ્તંભોના વિવિધ ભાગોમાં પણ સુંદર શિલ્પ-આકૃતિઓ જોવા મળે છે. સભામંડપની અંદરની દીવાલના ગવાક્ષોમાં અને મંદિરની બહારની બાજુએ દેવ-દેવીઓ, વિવિધ દિશાઓના દિક્પાલો, ગાંધર્વો, કિન્નરો, મનુષ્યો અને પશુઓનાં શિલ્પાંકનો જોવા મળે છે. આ શિલ્પાંકનો ગજર, નરથર, દેવથર વગેરે તરીકે ઓળખાતા શિલ્પપટ્ટોમાં કંડારાતાં હોય છે. અને તે મંદિરની શોભામાં અભિવૃદ્ધિ કરે છે. ગુજરાતમાં મોઢેરાનું સૂર્યમંદિર, તારંગાનું અજિતનાથનું મંદિર, શામળાજીનું મંદિર તથા મધ્યપ્રદેશમાં ખજૂરાહોનાં મંદિરો ઉત્તમ શિલ્પાંકનોનાં સુંદર દૃષ્ટાંતો છે.

મંદિરોના પ્રવેશદ્વારે પગથિયાંયુક્ત શૃંગારચોકી કે શણગાર ચોકીની રચના કરવામાં આવે છે. તે અલંકૃત સ્તંભોથી વિભૂષિત હોય છે. તેની ઉપર નાનો ઘુમ્મટ કે ક્યારેક સપાટ છત કરવામાં આવે છે. આ શૃંગારચોકી ઘણીવાર એક, બે કે ત્રણે દિશાઓના પ્રવેશદ્વારે કરવામાં આવતી હોય છે.

કેટલાંક મંદિરોનાં રક્ષણ માટે ફરતો કોટ બાંધવામાં આવે છે. આ કોટના પ્રવેશદ્વારે ક્યારેક રક્ષકસ્વરૂપે દ્વારપાલોનાં સુંદર શિલ્પો, મોટા હાથી કે સિંહોનાં કલાત્મક શિલ્પો પણ જોવાં મળે છે. ક્યારેક કોટના પ્રવેશદ્વારની ઉપરના ખંડમાં વાદ્યકારોને બેસવા નગારખાનાની અલગ વ્યવસ્થા કરેલી હોય છે. આરતી, પૂજા કે ઉત્સવના પ્રસંગે અહીંથી વાદ્યકારો શરણાઈ અને નોબતનું મધુર સંગીત રેલાવતા હોય છે. ગુજરાત, રાજસ્થાન અને મધ્યપ્રદેશનાં મંદિરોમાં આ પ્રકારની રચના જોવા મળે છે. કોટ અને મંદિર વચ્ચેના ચોગાનમાં ક્યારેક કીર્તિતોરણો, કીર્તિસ્તંભ કે દીપસ્તંભની અને કુંડની રચના કરવામાં આવેલી હોય છે.

**શિખર શૈલી :** મંદિરોનાં નિર્માણમાં ભારતનો દરેક પ્રદેશ ખૂબ સમૃદ્ધ છે. તેનાં બાંધકામમાં રાજા-મહારાજાઓએ અગત્યનો ભાગ ભજવ્યો છે. તેથી, તેનાં બાંધકામમાં પ્રાદેશિક અસરો જોવા મળે છે. અને તેમાંથી પ્રાન્તીય શૈલીઓનો જન્મ થયો છે. ભારતીય મંદિર સ્થાપત્યમાં શિખરોની રચનાપદ્ધતિને ધ્યાનમાં રાખીને મુખ્ય બે શૈલીઓ જોવા મળે છે.

( 1 ) ઉત્તર ભારતીય ઈન્ડો-આર્યનશૈલી કે નાગર શૈલી

( 2 ) દક્ષિણ ભારતીય શૈલી કે દ્રાવિડ શૈલી

આ બંને શૈલીનાં મંદિરોમાં તલદર્શન ( Groundplan )ની દૃષ્ટિએ ભાગ્યે જ તફાવત જોવામાં આવે છે; પરંતુ શિખરોની રચનાપદ્ધતિ અને સ્તંભોના આકાર પરત્વે ભારે તફાવત જોવા મળે છે. નાગરશૈલીમાં ઉત્તરભારત, ઓરિસ્સા, મધ્યભારત, રાજસ્થાન અને ગુજરાત વગેરે પ્રદેશોનાં મંદિરોનો સમાવેશ થાય છે. જ્યારે દ્રાવિડ શૈલીમાં દક્ષિણ ભારતના પલ્લવ, ચોલ, પાંડ્ય વગેરે જેવા જુદાજુદા રાજવંશો દ્વારા બંધાયેલાં મંદિરોનો સમાવેશ થાય છે. આ બંને શૈલીમાં તેમની શિખર રચનાની દૃષ્ટિએ ભેદ પડે છે.



**નાગર શૈલી**



**દ્રાવિડ શૈલી**

નાગર અને દ્રાવિડ બંને શૈલીનાં મંદિરોનો વિકાસ એક જ રૂપમાંથી થયો છે. નાગર શૈલીનાં મંદિરોનાં શિખરના ભાગમાં મુખ્ય શિખર ઉપરાંત ઉરુશૃંગ, શૃંગ, પ્રત્યંગ, ઉદ્‌ગમ વગેરે અંગોનો સમાવેશ થાય છે. અને શિખરની ટોચ ઉપર નીચેથી ઉપર જતાં અનુક્રમે આમલક, કળશ અને અંડક મૂકવામાં આવે છે. જ્યારે દ્રાવિડ શૈલીનાં મંદિરોમાં એક, બે,

ત્રણ, પાંચ, સાત, બાર, સોળ વગેરે સંખ્યામાં મજલાની રચના કરવામાં આવે છે. આ મજલા ઉપર જતાં ક્રમેક્રમે નાના ઘાટના એકબીજા પર સમતલ ખંડોના બનેલા છે.

નાગર શૈલીનાં મંદિરોનાં શિખરો રેખાન્વિત હોય છે અને તે દેવકુલિકાઓથી (દેરીઓથી) અલંકૃત હોય છે. જ્યારે દ્રાવિડ શૈલીના મંદિરોનાં શિખરો બેઠા ઘાટનાં, સપાટ અને તે પણ દેવકુલિકાઓથી અલંકૃત હોય છે. આ નાગર અને દ્રાવિડ બંને શૈલીનાં મંદિરો ભારતમાં સર્વત્ર જોવા મળે છે.

**ભારતનું મંદિરસ્થાપત્ય :** ભારતમાં મંદિર-સ્થાપત્યનું પૂર્ણ વિકસિત સ્વરૂપ લગભગ સાતમી સદીથી જોવા મળે છે. એ પછી, ધીમેધીમે ભારતના જુદાજુદા પ્રદેશોમાં સર્વોત્કૃષ્ટ મંદિરો વિવિધ રાજવંશો દ્વારા બંધાયાં.

ઓરિસ્સાનું કોણાર્કનું સૂર્યમંદિર સ્થાપત્યકલાનો ઉત્તમ નમૂનો ગણાય છે. આ મંદિરની રચના અત્યંત સુંદર છે. આ મંદિરનો સમગ્ર દેખાવ રથ જેવો છે. સૂર્યના સાત ઘોડા જોડેલો રથ, તેનાં પૈડાંની આકૃતિ તથા અંદરની કોતરણી કલાત્મક છે. આ મંદિરની શિલ્પાકૃતિઓ પણ ભવ્ય અને કલાત્મક છે. આ ઉપરાંત ભુવનેશ્વરનું લિંગરાજ મંદિર અને પુરીનું જગન્નાથ મંદિર ઓરિસ્સાનાં સુપ્રસિદ્ધ મંદિરો છે.

મધ્યપ્રદેશમાં આવેલ ખજૂરાહોનો મંદિરસમૂહ શિલ્પ અને સ્થાપત્યની દૃષ્ટિએ બેનમૂન છે. અહીં ચંદેલ રાજાઓના અમલ દરમિયાન બંધાયેલાં આ મંદિરો કદમાં નાનાં છે. સ્તંભો, ભીંતો, મંડપો અને મંદિરના વિવિધ થરોમાંનું કોતરણી અને શિલ્પકામ લાવણ્યમય છે. આ સમૂહનું કંડારિયા મહાદેવનું મંદિર તેના શિલ્પ-સ્થાપત્ય માટે વિશ્વવિખ્યાત છે.

ભારતનાં અન્ય રાજ્યોનાં નોંધપાત્ર મંદિરોમાં રાજસ્થાનનાં રાણકપુર અને આબુનાં મંદિરો, મહારાષ્ટ્રમાં ગ્વાલિયરનાં મંદિરો, વૃંદાવનનાં મંદિરો અને કશ્મીરનાં મંદિરો નોંધપાત્ર છે. દક્ષિણમાં મૈસુરના હોયસલ રાજાઓના અમલ દરમિયાન બંધાયેલું હલેબીડનું હોયસલેશ્વરનું મંદિર તેના અભિનવ કોતરકામ અને શિલ્પોનાં આભૂષણોની બારીક કોતરણી માટે જાણીતું છે. દક્ષિણના પલ્લવ રાજાઓએ બંધાવેલ રથ શૈલીનાં મંદિરો, ચોલ રાજાઓએ બંધાવેલું તાંજોરનું મંદિર, આ ઉપરાંત બેલુર, કાંજીવરમ, હમ્પી અને મદુરાઈનાં મંદિરો ભારતનાં સર્વોત્તમ મંદિરોના નોંધપાત્ર નમૂનાઓ છે.

**ગુજરાતનાં મંદિરો :** મંદિર-સ્થાપત્યની બાબતમાં ગુજરાત ઘણું સમૃદ્ધ છે. સૌરાષ્ટ્રમાં જામનગર પાસે બરડા ડુંગર વચ્ચે આવેલું ગોપનું મંદિર સૌથી પ્રાચીન મંદિર મનાય છે. નાનકડું ગર્ભગૃહ ધરાવતાં અન્ય મંદિરોમાં વીસાવાડા, બીલેશ્વર, સુત્રાપાડા અને કદવાર વગેરેનાં મંદિરો નોંધપાત્ર છે. સાબરકાંઠા જિલ્લામાં આવીએ તો રોડાના મંદિર સમૂહ એ મંદિર-સ્થાપત્યનું વિકસિત સ્વરૂપ છે. ગુજરાતમાં સોલંકી રાજવીઓના અમલ દરમિયાન બંધાયેલાં નોંધપાત્ર મંદિરોમાં ઘૂમલી, સેજકપુર, મોઢેરા, આબુ, સિદ્ધપુર, સોમનાથ વગેરેનો સમાવેશ થાય છે. આ મંદિરોમાં ગર્ભગૃહ, અંતરાલ, સભામંડપ,

શૃંગારચોકી, શિખર વગેરે પરંપરા મુજબ બંધાયેલા જોવા મળે છે.

આ મંદિરોમાં મોઢેરાનું સૂર્યમંદિર શિલ્પ અને સ્થાપત્યકલાનું એક ઉત્તમ ઉદાહરણ ગણાય છે.

**મોઢેરાનું સૂર્યમંદિર :** ઉત્તર ગુજરાતમાં મહેસાણાથી 30 કિમી દૂર આવેલું મોઢેરાનું સૂર્યમંદિર સોલંકી રાજા ભીમદેવના સમયમાં બંધાયું હતું. આ મંદિર પૂર્વાભિમુખ છે. બધાં સૂર્યમંદિરો પૂર્વાભિમુખ હોય છે. આનું કારણ એ છે કે વહેલી સવારે સૂર્ય ઊગે ત્યારે તેનાં કિરણો સીધાં ગર્ભગૃહમાં પ્રવેશે અને આખું મંદિર તેજોમય બની જાય. એક સમયે આ ગર્ભગૃહમાં સૂર્યની મૂર્તિ હશે પરંતુ આજે નથી. આ ગર્ભગૃહ ઉપર કલાત્મક શિખર હતું જે તૂટી ગયું છે. આ ગર્ભગૃહને ફરતો પ્રદક્ષિણાપથ પણ છે.



મોઢેરાનું સૂર્યમંદિર

ગર્ભગૃહના આગળના ભાગમાં આઠ સ્તંભોવાળો મંડપ છે, જે ગૂઢમંડપ કહેવાય છે. આ આખીયે રચના કલાત્મક શિલ્પોથી આકર્ષક લાગે છે. આ શિલ્પોમાં નારી આલેખનોની અંગભંગી કલાત્મક છે. તેમની વાળ ઓળવાની કલા અને અંબોડા આકર્ષક છે. શિલ્પમાંની દર્પણકન્યા એક હાથમાં દર્પણ રાખી બીજા હાથ વડે ભાવપૂર્વક કપાળમાં ચાંદલો કરે છે. આ સ્તંભોમાં રામાયણના પ્રસંગો તથા સંસારજીવનનાં દશ્યો આલેખાયેલાં જોવાં મળે છે. આ ગૂઢમંડપનાં સુંદર ભાવવાહી શિલ્પો મંદિરની કલા સમૃદ્ધિમાં વધારો કરે છે.

ગૂઢમંડપની બહાર અલગ આવેલો સભામંડપ છે. આ મંડપના સ્તંભો ઉપર રામાયણ-મહાભારતના પ્રસંગો આવરી લઈને બારીકાઈપૂર્વકનું સુંદર કોતરકામ થયેલું છે. આ સભામંડપમાં ચારે દિશાઓથી પ્રવેશ માટે પગથિયાંયુક્ત શૃંગારચોકી કરવામાં આવેલી છે. આ સભામંડપની પૂર્વદિશાએ કલાત્મક કીર્તિતોરણ હતું. આજે તે ખંડિત

થયેલુ છે. માત્ર તેના બે સ્તંભો જ હયાત છે. આ સ્તંભોનું બારીકાઈપૂર્વકનું કોતરકામ નોંધપાત્ર છે. ગર્ભગૃહની બહારની દીવાલના ભાગોમાં દર્પણકન્યાઓ, નર્તકીઓ, ઋષિઓ, દેવતાઓ, દિક્‌પાલો વગેરેનાં શિલ્પો કોતરેલાં છે. આ ઉપરાંત, બાર આદિત્યોનાં શિલ્પાંકનો પણ જોવા મળે છે.

મંદિરના આગળના ભાગમાં એક મોટો, લંબચોરસ પાણીનો કુંડ આવેલો છે. તે સૂર્યકુંડ કે રામકુંડ કહેવાય છે. આ કુંડના ગવાક્ષોમાં હિંદુ દેવ-દેવીઓનાં સુંદર શિલ્પો છે. આ કુંડની ચારેદિશાએ નાનીનાની દેરીઓ આવેલી છે. સૂર્યકુંડમાં જળચર પ્રાણીઓની શિલ્પાકૃતિઓ પણ છે.

મોઢેરાના સૂર્યમંદિરનું બારીક અને સફાઈદાર કોતરકામ ગુજરાતમાં બીજે ક્યાંય પણ જોવા મળતું નથી. પથ્થરમાં કંડારાયેલુ આ મંદિર આપણા ભવ્ય ભૂતકાળની જાહોજલાલી અને કુશળ કારીગરીનું જ્વલંત ઉદાહરણ છે.

**જૈન મંદિરો :** ગુજરાતના મંદિર-સ્થાપત્યમાં જૈન મંદિરોનું એક વિશિષ્ટ પ્રદાન છે. જૈન મંદિરસમૂહ મહદંશે પર્વતો જેવાં તીર્થોમાં રચાયેલાં જોવા મળે છે. આ દૃષ્ટિએ રાજસ્થાનમાં આબુ, ગુજરાતમાં કુંભારિયા, ગિરનાર, શત્રુંજય અને તારંગાના મંદિરસમૂહો ઉલ્લેખનીય છે. મહદંશે સફેદ આરસમાં બાંધેલાં આ મંદિરોમાં સુયોગ્ય, રુચિકર અને કલાત્મક કોતરણી કરેલી છે. તેનાં સ્તંભો, કમાનો, ગવાક્ષો અને છતોમાં વૃક્ષ, વેલ, ફળ-ફૂલ, પશુપંખીઓ, નર્તકીઓ, અપ્સરાઓ, તીર્થંકરો, અન્ય દેવ-દેવીઓ તથા મનુષ્યજીવનના અનેક પ્રસંગોનાં શિલ્પો અંકિત કરેલાં છે. આ મંદિરોના ઘુમ્મટોનો શિલ્પવૈભવ અલૌકિક છે. નૃત્યાંગના અને વાજિંત્ર-કન્યાઓના અંગમરોડમાં ભારોભાર કલાત્મકતા નીતરે છે. આ ઉપરાંત ગૃહસંસાર, રાજવૈભવ, જૈન કથાઓના પ્રસંગો અને તીર્થંકરોની જાજ્વલ્યમાન મૂર્તિઓ પણ કલાના અદ્વૈત નમૂનાઓ છે.

આબુનાં દેલવાડાનાં મંદિરો કલાકારીગરીની દૃષ્ટિએ આંતરરાષ્ટ્રીય ખ્યાતિ ધરાવે છે. 'વિમલ-વસહી' અને 'લૂણ-વસહી' તરીકે ઓળખાતાં આ મંદિરોના રંગમંડપમાં અનેક કલાત્મક શિલ્પો કોતરાયાં છે. આબુનાં દેલવાડાનાં છતનાં શિલ્પોમાં નૃસિંહઅવતારનું હિરણ્યકશ્યપુની છાતી ચીરતું દૃશ્ય અને કૃષ્ણનું યમુનાકિનારે રમત રમતા નદીમાં દડો પડી ગયેલું શિલ્પ અદ્‌ભુત છે. કલાત્મક તોરણો બેનમૂન છે. આ મંદિરોનાં છત, દરવાજા, સ્તંભો, મંડપનાં શિલ્પો, કમાનોનાં આલેખનો કલાત્મક છે. અહીં કલાકારોએ જે બારીક કોતરકામ આરસમાં કર્યું છે તે જોતાં એમ કહી શકાય કે આબુનાં આ બંને જૈનમંદિરો આરસમાં કંડારાયેલાં ઊર્મિકાવ્યો છે.

**બૌદ્ધ સ્થાપત્ય : સ્તૂપ :** બૌદ્ધ ધર્મના સ્થાપત્યમાં સ્તૂપ, ચૈત્ય અને વિહાર એમ ત્રણ પ્રકારની ઇમારતો જોવા મળે છે. સ્તૂપ એ સ્મારક છે. ચૈત્ય એ પ્રાર્થનાગૃહ છે અને વિહાર એ બૌદ્ધ સાધુઓ માટેનું નિવાસસ્થાન છે.

ભગવાન બુદ્ધ બૌદ્ધ સંઘની પરમપૂજ્ય વિભૂતિ હોઈ એમના પરિનિર્વાણ પછી એમના શરીરના અગ્નિસંસ્કારને અંતે શેષ રહેલાં અસ્થિને પવિત્ર ધાતુપાત્રમાં મૂકી એની ઉપર ગોળાર્ધ ઘાટની સમાધિ બાંધવામાં આવી. તે સ્તૂપ તરીકે ઓળખાય છે.

પ્રારંભિક સદીઓમાં બુદ્ધની પ્રતિમા બનાવવાની પ્રથા પ્રચલિત થઈ નહોતી ત્યારે ભગવાન બુદ્ધ કે તેમના અનુયાયી શિષ્યો અથવા ધર્મોપદેશકોના કોઈ એક અવશેષ (દાંત, વાળ, અસ્થિ, રાખ)ને ધાતુના દાબડામાં કે પથ્થરની પેટીમાં મૂકી દાટવામાં આવતા અને તેની ઉપર અંડાકાર ઘાટનું ઈંટોનું કે પથ્થરનું ચણતર કરવામાં આવતું. આ ઇમારતને સ્તૂપ કહેતા. પાલિભાષામાં તેને થુપ કે 'થપ્પા' કહે છે. બર્મામાં તેને 'પેગોડા' અને શ્રીલંકામાં 'દાગાબા' કે 'દાભગા' કહે છે.

બુદ્ધના પરિનિર્વાણ પછી તેમના અવશેષો ઉપર આઠથી દસ સ્તૂપો બંધાયા હતા. શરૂઆતમાં આ સ્તૂપો અત્યંત સાદા હતા. સમય જતાં તેનાં શિલ્પ સૌંદર્યમાં વધારો કરવામાં આવ્યો.



સાંચીના સ્તૂપનું રેખાચિત્ર

સ્તૂપની રચનામાં એક મોટી પીઠિકા ચણવામાં આવતી. એની ઉપર વચ્ચેના ભાગમાં અર્ધગોળ અંડ ચણવામાં આવતો. અંડ ચણતાં પહેલાં તેના પેટાળમાં (ગર્ભમાં) અસ્થિપાત્ર પધરાવવામાં આવતું. અંડના ઉપરના ભાગે છત્રની રચના કરવામાં આવતી. ક્યારેક 'ત્રિદલછત્ર' પણ હોય છે. આ છત્ર કે ત્રિદલછત્રને ફરતો સમચોરસ નાનો કઠેડો કરવામાં આવે છે, જેને હર્મિકા કહે છે.

અર્ધગોળ અંડને ફરતે પણ મોટો કઠેડો કરવામાં આવે છે. તે જગ્યા પ્રદક્ષિણાપથ તરીકે ઓળખાય છે. આમ ત્રિદલછત્ર, હર્મિકા (કઠેડો) વગેરેના ઉમેરણથી સ્તૂપના સૌંદર્યમાં સવિશેષ વધારો થયો છે.

ભારતમાં બૌદ્ધ સ્તૂપનો જે વિકાસ થયો તેમાં સાંચીનો સ્તૂપ, સારનાથનો સ્તૂપ, ભરહૂતનો સ્તૂપ તથા દક્ષિણ ભારતમાં અમરાવતીનો સ્તૂપ અને નાગાર્જુનકોંડાનો સ્તૂપ ઉલ્લેખનીય છે. અહીં ઉદાહરણ તરીકે સાંચીના સ્તૂપનો પરિચય કેળવીએ.

**સાંચીનો મહાસ્તૂપ** : મધ્યપ્રદેશમાં ભોપાલથી થોડે દૂર સાંચી નામના સ્થળે આ સ્તૂપ આવેલો છે. મૌર્યકાલ દરમિયાન સમ્રાટ અશોકે આ સ્તૂપ બંધાવ્યો હતો; પરંતુ એ પછી શુંગકાલ દરમિયાન એની ઉપર પથ્થરનું આચ્છાદન કરવામાં આવ્યું. અંડના ઉપરના ભાગે ત્રિદલછત્ર અને હર્મિકા (કઠેડો) કરવામાં આવ્યાં. આ સ્તૂપની ચારે દિશાએ ચાર તોરણદ્વાર કરવામાં આવ્યાં છે. ઘાટ અને કોતરણીની દૃષ્ટિએ આ તોરણદ્વારો એકસરખાં લાગે છે; પરંતુ શિલ્પકામના વિષયોમાં ઘણું વૈવિધ્ય છે. ઉત્તરદિશાના તોરણદ્વારે આમ્રવૃક્ષને અઢેલીને ઊભેલી સ્ત્રીપ્રતિમાઓ દ્વારપાલિકા તરીકે સૌનું સ્વાગત કરે છે. આ તોરણદ્વારનાં શિલ્પોમાં બુદ્ધના ગતજન્મની જાતકકથાઓ અને બુદ્ધના વર્તમાન જીવનના વિવિધ પ્રસંગો કંડારવામાં આવ્યા છે. સાંચીનાં આ તોરણો પરનું શિલ્પકામ, તેની સમગ્ર રચના ભારતીય સ્થાપત્ય કલાકારીગરીનું સર્વશ્રેષ્ઠ ઉદાહરણ છે.

ગુજરાતમાં સાબરકાંઠા જિલ્લામાં શામળાજી પાસે 'દેવની મોરી' નામના સ્થળે એક ટેકરાનું ખોદકામ કરવામાં આવ્યું હતું. તેમાંથી એક ઈંટેરી સ્તૂપના અવશેષો મળ્યા હતા. આ સ્તૂપના અસલ અવશેષો વડોદરાની યુનિવર્સિટીના સંગ્રહાલયમાં સચવાયેલા છે. જ્યારે શામળાજીના સંગ્રહાલયમાં એની પ્રતિકૃતિ બનાવીને મૂકવામાં આવી છે.

**ચૈત્યગૃહ** : સ્તૂપ પછીનું બૌદ્ધ ધર્મનું મહત્ત્વનું સ્થાપત્ય તે ચૈત્યગૃહ છે. બૌદ્ધ સંઘના સભ્યો, ભિક્ષુઓ કે અનુયાયીઓ એક સ્થળે ભેગા મળીને સંઘના પ્રશ્નોની ચર્ચા કરી શકે કે સભા ભરી શકે એવા એક છતવાળા ભવનની જરૂરિયાત હતી. આવું સભાભવન જો સ્તૂપની નજીક હોય તો ઉપાસનાની પણ સુગમતા રહે. આથી સ્તૂપ સાથેનું જે ઉપાસના સ્થળ અસ્તિત્વમાં આવ્યું તે ચૈત્યગૃહ તરીકે ઓળખાયું.

ચૈત્ય એટલે સમૂહ માટેનું ઉપાસના ગૃહ. ચૈત્યની રચના લંબચોરસ ઘાટની હોય છે. એક છેડે પ્રવેશદ્વાર હોય છે અને સામો છેડો અર્ધવર્તુળાકાર એટલે કે ચાપાકાર હોય છે. મુખ્ય પ્રવેશદ્વાર વિશિષ્ટ ઘાટનું હોય છે. પ્રવેશદ્વાર ટોચેથી પીપળાના પાન જેવા આકારનું સુંદર રીતે કોતરેલું હોય છે. ચૈત્યગૃહની અંદર બે બાજુ સ્તંભોની હારમાળા હોય છે. અંદર, સામે છેડે અર્ધવર્તુળ ભાગ પાસે નાનો સ્તૂપ રચવામાં આવેલો હોય છે. તેની ફરતે પ્રદક્ષિણા કરી શકાય એટલી જગ્યા હોય છે. સ્તૂપની આગળ અર્ધવૃત્તાકાર છત ધરાવતો મોટો ખંડ હોય છે. જ્યાં સભા ભરાતી હશે.

ભારતમાં હીનયાન અને મહાયાન એમ બૌદ્ધ ધર્મની બંને શાખાનાં ચૈત્યગૃહો મળી આવે છે. તેમાં અજંટા-ઈલોરાનાં ચૈત્યગૃહો સારી હાલતમાં જળવાય છે.

**અજંટાનું ચૈત્યગૃહ** : અજંટાની ગુફા નં. 19 અને 26નાં ચૈત્યગૃહો મહાયાન સંપ્રદાયનાં છે. ગુફા નં. 19ની ગુફા ભારતીય સ્થાપત્યમાં સર્વોત્તમ અને સર્વોત્કૃષ્ટ છે. આ ગુફાનું એક જ પ્રવેશદ્વાર છે. પ્રવેશમાં સ્તંભાવલિયુક્ત મંદિર છે. આ ચૈત્યગૃહના

અંદરના ભાગમાં વિવિધ શિલ્પો કંડારવામાં આવ્યાં છે. સ્તંભો અષ્ટકોણ અને ગોળાકાર છે. સ્તંભોના ટેકામાં બુદ્ધનાં મૂર્તિશિલ્પોને અપ્સરાઓ, હાથીઓ, યોગીઓ, વાદકો વગેરેનાં વૃન્દોથી વીંટળાયેલાં દર્શાવ્યાં છે. કેટલાક સ્તંભોના ટેકામાં શાલભંજિકાઓ કોતરેલી છે.



ચૈત્યગૃહ

આ ગુફાની ઉપરની છત પથ્થરમાંથી અર્ધવર્તુળાકારે કોતરી કાઢી છે. આ ચૈત્યગૃહમાં કરવામાં આવેલ સ્તૂપના મધ્ય ભાગમાં બુદ્ધનું શિલ્પ કંડારવામાં આવ્યું છે. એક સમયે આ સ્થળ બૌદ્ધ ધર્મનું બહુ મોટું યાત્રાધામ હશે. બૌદ્ધ ધર્મના પ્રચારથી ભારતના પડોશી દેશોમાં પણ આવાં અનેક ભવ્ય સ્મારકો બંધાયાં હતાં. પ્રાચીન ભારતના સાંસ્કૃતિક ઈતિહાસમાં બૌદ્ધ સ્થાપત્યો ભારતીય કલાની જાહોજલાલીના ઉદ્‌ગાતા હતાં.

**ઈસ્લામી સ્થાપત્ય :** ભારતનું મુસ્લિમ સ્થાપત્ય એ ભારતીય સંસ્કૃતિ અને મુસ્લિમ સંસ્કૃતિના સમન્વયનું એક વિશિષ્ટ પ્રકરણ છે. મુસ્લિમ સ્થાપત્યમાં મસ્જિદ, ઈદગાહ, મકબરો કે દરગાહ અને રોજો મુખ્ય છે.

**મસ્જિદ :** મુસ્લિમ સ્થાપત્યમાં મસ્જિદ એ ખુદાની બંદગી માટેનું પ્રાર્થનાગૃહ છે. ઈસ્લામમાં સજીવ પ્રાણીઓની કે ખુદાની મૂર્તિઓ કે ચિત્રો કરવાનો નિષેધ હોવાથી મસ્જિદમાં કે અન્ય ધાર્મિક સ્થાનોમાં કોઈ પણ પ્રકારની મૂર્તિપૂજા જોવા મળતી નથી.

મસ્જિદ સ્થાપત્યનાં મુખ્ય અંગોમાં પ્રાર્થના કરવાનો સ્તંભયુક્ત વિશાળ ખંડ તે 'લિવાન' કહેવાય છે. લિવાનની અંદરની દીવાલમાં મક્કાની દિશા સૂચવતો ગવાક્ષ તે 'મહેરાબ' કહેવાય અને લિવાનની આગળ મોટો ખુલ્લો ચોક તે 'શાન' તરીકે ઓળખાય છે. મસ્જિદમાં નમાઝ પઢતાં પહેલાં હાથપગ ધોવા (વજૂ) માટે એક બાજુએ હોજ રાખવામાં આવે છે. આ ઉપરાંત ક્યારેક મસ્જિદમાં મિનારાની રચના પણ જોવા મળે છે.



મસ્જિદ

સામાન્ય રીતે ઇસ્લામમાં ખુદા સર્વવ્યાપી હોવાનું મનાય છે. આથી દરેક સ્થળે ખુદાની બંદગી કરી શકાય; પરંતુ મસ્જિદમાં સહધર્મીઓ સાથે સમૂહમાં નમાજ પઢવાનું વિશેષ મહત્ત્વ છે. એ માટે શુક્રવારનો દિવસ ખૂબ પવિત્ર ગણવામાં આવે છે. આ દિવસે ગામ કે શહેરની મુખ્ય મસ્જિદમાં સમૂહમાં નમાઝ પઢવામાં આવે તે મસ્જિદને જુમ્મા મસ્જિદ કહેવામાં આવે છે.

**ઈદગાહ :** ઈદને દિવસે નમાઝ પઢવા માટે મુસ્લિમ વસ્તી હોય ત્યાં 'ઈદગાહ' બાંધવામાં આવે છે. આમાં મક્કાની દિશા દર્શાવતી સાદી દીવાલમાં 'મહેરાબ' કરવામાં આવે છે. આ દીવાલની સામે નમાઝ પઢવા માટે ખુલ્લો ચોક કે મેદાન હોય છે.

**મકબરો :** ઇસ્લામના નામાંકિત સંતો, ઓલિયા કે પ્રસિદ્ધ વ્યક્તિઓની કબર પર કરેલી ઘુમ્મટયુક્ત ઇમારતને 'મકબરો' કહે છે. આમાં મૂળ કબર જમીનમાં નીચે હોય છે. જ્યારે તેની ઉપરના ખંડમાં એક નકલી કબર કરેલી હોય છે. આ કબરની ચારે તરફ જાળીઓની મનોહર રચના હોય છે. તાજમહેલ આનું ઉત્તમ ઉદાહરણ છે.

મસ્જિદ અને મકબરો પાસેપાસે એક જ ચોગાનમાં હોય તે સ્થળને 'રોજો' કહેવામાં આવે છે.

**અમદાવાદની મસ્જિદો :** ઐતિહાસિક સ્મારકોની નગરી તરીકે અમદાવાદ વિખ્યાત છે. ખાસ કરીને મુસ્લિમ સ્થાપત્ય માટે જગમશહૂર છે. અમદાવાદમાં પાનકોર નાકા પાસે માણેકચોકમાં ગુજરાતની મોટામાં મોટી અને ભવ્ય જુમ્મા મસ્જિદ આવેલી છે. આ મસ્જિદનાં ત્રણ પ્રવેશદ્વારોની કોતરણી આકર્ષક છે. લિવાનમાં પાંચ મહેરાબની રચના કરેલી છે. આ મસ્જિદના ગવાક્ષોમાં કલ્પવૃક્ષની કલાત્મક ભાત જોવા મળે છે. ઝરૂખા અને ઘુમ્મટની રચના પણ કલાત્મક છે. તેના અસંખ્ય થાંભલાઓની રચના કૌશલપૂર્ણ છે. આ મસ્જિદના મિનારા એક સમયે હાલતા હતા; પરંતુ, અમદાવાદમાં ધરતીકંપ થયો હતો ત્યારે આ મિનારા તૂટી પડ્યા. ખુલ્લા ચોકને ફરતી રવેશ (પડાળી) અને લાલ પથ્થરમાં શોભતું લિવાન મસ્જિદની શોભામાં અભિવૃદ્ધિ કરે છે.

લાલદરવાજા વિસ્તારની સીદી સઈદની મસ્જિદ તેની જાળીઓની કલાત્મક કોતરણી માટે જગમશહૂર છે. જાળીના ભૌમિતિક આકારો વચ્ચે વૃક્ષવેલનું બારીક કોતરકામ ખૂબ મુલાયમ છે. આ જાળીઓની લાકડાની અને ચાંદીની અનુકૃતિ બનાવીને અમદાવાદના પ્રતીક તરીકે દેશ-પરદેશમાં મોકલવામાં આવે છે.



સીદીસઈદની જાળી

અમદાવાદની મસ્જિદોનું આકર્ષણ તે એના કલાત્મક ઝૂલતા મિનારા છે. સારંગપુર વિસ્તારમાં રેલવે સ્ટેશન નજીક આવેલી સીદી બશીરની મસ્જિદના એક મિનારાને ધક્કો મારીને હલાવવાથી બીજો મિનારો ધ્રુજારી(કંપન) અનુભવે છે. જોકે આમાં કોઈ ચમત્કાર નથી, પરંતુ વિશિષ્ટ પ્રકારની સ્થાપત્ય રચના છે. ગોમતીપુરમાં પણ આવા ઝૂલતા મિનારા છે.

ગુજરાતમાં અમદાવાદ, ખંભાત, ધોળકા, પાટણ, ચાંપાનેર વગેરે સ્થળોએ મુસ્લિમ

સ્થાપત્યોની જે પરિપાટી વિકસી છે તે સમગ્ર ભારતમાં નોખી ભાત પાડે છે.

**ભારતીય શિલ્પકલા :** શિલ્પકલા સ્થાપત્યનું અવિભાજ્ય અંગ છે. સ્થાપત્યની સાથેસાથે શિલ્પકલાનો પણ વિકાસ થયો હતો. પ્રાચીન ભારતમાં છેક હડપ્પીય કાલથી પથ્થર, ધાતુ અને માટીમાં શિલ્પો કંડારાતાં હતાં. ધીમેધીમે આ કલાનો ઉત્કર્ષ થતો ગયો અને ઐતિહાસિક કાલ દરમિયાન તે એના વિકાસના ચરમ શિખરે પહોંચી ગઈ. એમાં દેવતાઓ, મનુષ્યો, પશુઓ, પક્ષીઓ, પ્રકૃતિ વગેરે અનેકવિધ તત્ત્વો આવરી લેવાયાં. મૂર્તિવિધાનને લગતાં શાસ્ત્રો રચાયાં. આ શાસ્ત્રીય મૂર્તિવિધાન તેમજ પોતાની કલ્પનાશક્તિ અને કલાસૂઝ દ્વારા કલાકારોએ ભારતીય સંસ્કૃતિના આત્માને શિલ્પમાં વ્યક્ત કરવાનો સફળ પુરુષાર્થ કર્યો છે.

'રૂપ ઘડવાની ક્રિયા' કે 'કલા'ના અર્થમાં શિલ્પ શબ્દ વેદોમાં વપરાયો છે. અંગ્રેજીમાં 'Sculpture'ના અર્થમાં શિલ્પ શબ્દ વિશેષ વપરાયો છે. એક વ્યાખ્યા મુજબ 'શિલ્પ એ ઘાટ આપનારી કલા છે, જેનું કામ ઘનરૂપમાં કુદરતી પદાર્થો અને મુખ્યત્વે માનવશરીરની અનુકૃતિથી ભાવ વ્યક્ત કરવાનું અને ઉત્તેજવાનું છે.'

**પદાર્થો :** શિલ્પો બનાવવા માટે વપરાતા પદાર્થોના વપરાશની અનુકૂળતા જે-તે પ્રદેશમાં સહેલાઈથી મળતા હોય, તે પદાર્થોને અનુરૂપ હોય છે. શિલ્પો બનાવવા માટે પ્રાચીન ભારતમાં પકવેલી તેમજ કાચી માટી, સેલખડી, ફ્રાયેન્સ લાકડું, પથ્થર, હાથીદાંત કે ધાતુ જેવા પદાર્થોનો ઉપયોગ થતો જોવામાં આવે છે. સામાન્ય રીતે શિલ્પકામમાં માટી અને લાકડા જેવા પદાર્થોનો ઉપયોગ વિશેષ નજરે પડે છે. જ્યારે ધાતુ, હાથીદાંત, છીપ વગેરે પદાર્થો સફાઈદાર કામ કરવા વિશેષપણે વપરાતા હતા.

બધે જ સ્થળે માટી સુલભ હોવાથી તેની પરંપરા સૌથી પ્રાચીન હોવાનું જણાય છે. ભારતમાં તેના ઘણા નમૂના ઉપલબ્ધ થયા છે અને તેની પરંપરા આજદિન સુધી અવિરતપણે ચાલુ રહી છે.

**શિલ્પના વિષયો :** પ્રાચીન ભારતીય શિલ્પકલાના જે નમૂનાઓ મળ્યા છે તેમાં ધાર્મિક અને ધાર્મિકેતર એમ બે પ્રકારો જોવા મળે છે. ધાર્મિક શિલ્પોમાં બ્રાહ્મણ, બૌદ્ધ અને જૈનં એમ ત્રણે ધર્મોનાં દેવી-દેવતાઓ, યક્ષ-યક્ષિણીઓનાં શિલ્પો ઉપરાંત શિલ્પ-પ્રતીકોનો સમાવેશ થાય છે. ધાર્મિકેતર શિલ્પોમાં પૂતળાંઓ, પશુ-પંખીઓ, રમકડાં, સુશોભનો અને રૂપાંકનોનો સમાવેશ થાય છે. આ શિલ્પોમાં ભારતીય સમાજનું પ્રતિબિંબ પડેલું જોવા મળે છે.

શિલ્પ મુખ્યત્વે બે વિભાગોમાં વહેંચાય છે : ( 1 ) 'પૂર્ણ તક્ષણ' (Sculpture in round) અને ( 2 ) 'અર્ધ તક્ષણ' (Sculpture in relief). પૂર્ણ તક્ષણ એટલે શિલ્પને ચારે બાજુએથી બરાબર કંડારવામાં આવ્યું હોય. જ્યારે અર્ધ તક્ષણ એટલે કોઈ એક સપાટી પર તેને કોતરીને ઉપસાવ્યું હોય તે.

**આદ્ય ઐતિહાસિક કાળનાં શિલ્પો :** પ્રાચીન ભારતની શિલ્પો કંડારવાની કલા પાંચ હજાર વર્ષ જેટલી પ્રાચીન છે. સિંધુ સંસ્કૃતિના પુરાતન અવશેષો સૌ પ્રથમ હડપ્પામાંથી મળ્યા છે. આથી, આ સંસ્કૃતિને હડપ્પા સંસ્કૃતિ તરીકે પણ ઓળખીએ છીએ. અહીંથી જે આકૃતિઓ મળી છે તેમાં દેવ-દેવીઓ, માનવ આકૃતિઓ, પશુઓ અને કેટલાંક રમકડાં પણ મળ્યાં છે. આ બધામાં દાઢીવાળા પુરુષનું શિલ્પ અત્યંત કલાત્મક છે. તેના શરીર પર ત્રિદલ પુષ્પની ભાતવાળું વસ્ત્ર છે. માથાની વચમાં સેંથો પાડેલો છે. દાઢી વ્યવસ્થિત રીતે કાપેલી છે. નાક સીધું અને અણીદાર છે. આ શિલ્પ કોઈ ધ્યાનમગ્ન યોગીનું કે ધર્મગુરુનું હોવાનું મનાય છે.


શાલવાળો પુરુષ


દેવી


નર્તકી


વાસણ


મુદ્રા (સીલ)


વાસણ


ધડ


રમકડું


વાસણ


રમકડું

હડપ્પા સંસ્કૃતિનાં શિલ્પો

અહીંથી મળી આવતાં પકવેલી માટીનાં રમકડાંનાં પ્રાણી શિલ્પો અત્યંત સુંદર છે. પશુઓની આકૃતિઓ સાથે ગોળ પૈડાં લગાવેલાં હશે. આ ઉપરથી અનુમાન કરી શકાય કે બાળકોનાં રમવાનાં સાધનો અંગે પ્રાચીનકાલમાં પણ ઘણું વિચારવામાં આવતું હશે.

હડપ્પામાંથી મળી આવતાં ધાતુ શિલ્પોમાં નૃત્ય કરતી સ્ત્રીનું કાંસાનું શિલ્પ મનોહારી છે. લાંબા હાથ અને ખભાથી કાંડા સુધીનાં કંકણ નૃત્યકલાનું દર્શન કરાવે છે. તેના બંને પગ સહેજ લચક લઈને વળેલા છે. જમણો હાથ કેડ ઉપર ટેકવેલો છે. તેનો વાળનો ગુચ્છો જમણા ખભા ઉપર ટેકવેલો છે. અને કેશકલાપ આકર્ષક છે.

હડપ્પામાંથી મળી આવતાં મુદ્રાંકનોમાં અસંખ્ય પ્રાણી આકૃતિઓ મળે છે. જેમાં એકશૃંગ ધરાવતા પશુનું શિલ્પ ખૂબ મહત્ત્વ ધરાવે છે. અહીંથી મળી આવતા વૃષભમાં બે પ્રકાર વિશેષ જોવા મળે છે. ટૂંકાં શિંગડાવાળો ખૂંધ વગરનો વૃષભ અને લાંબાં શિંગડાવાળો ખૂંધવાળો વૃષભ. ટૂંકાં શિંગડાવાળા વૃષભના આલેખનમાં ગરદન પરની કરચલીઓનું આલેખન આબેહૂબ છે.

ગુજરાતમાં લોથલમાંથી હડપ્પા સંસ્કૃતિના જે અવશેષો પ્રાપ્ત થયા છે તેમાં કલાત્મક શિલ્પો, મુદ્રાઓ, ઘરેણાં, મણકા, રમકડાં વગેરે પ્રાપ્ત થયાં છે. આવાં શિલ્પો ગુજરાતમાં રંગપુર, રોજડી, સુરકોટડા અને હવે ધોળાવીરા (કચ્છ)માંથી પણ પ્રાપ્ત થયા છે.

**ઐતિહાસિક શિલ્પો :** હડપ્પા સંસ્કૃતિ પછી ભારતીય શિલ્પકલા ઉત્તરોત્તર વિકાસ પામતી જણાય છે. ઈતિહાસના જુદાજુદા યુગો દરમિયાન અહીં અનેક શિલ્પશૈલીઓ જન્મી છે. ભારતના જુદાજુદા રાજવંશોએ ભારતીય કલાને રાજ્યાશ્રય આપ્યો હતો અને ધીમેધીમે તેનો વિકાસ ચરમસીમાએ પહોંચ્યો.



મૌર્યકાલની શિલ્પકલાનું ઉત્કૃષ્ટ ઉદાહરણ તે સમ્રાટ અશોકના શિલાસ્તંભો અને તે પરનાં પશુ શિલ્પો છે. સ્તંભની ટોચ પરના ભાગમાં ઘંટના આકારમાં ઊંધા કમળની આકૃતિ ઉપર વૃષભ કે સિંહનું શિલ્પ સમગ્ર શિલ્પસૃષ્ટિમાં તેના રચના કૌશલના કારણે ગૌરવભર્યું સ્થાન ધરાવે છે. પ્રજાસત્તાક ભારતે સિંહની આ કલાત્મક કૃતિને રાષ્ટ્રીય પ્રતીક તરીકે સ્વીકારી છે. ચાર દિશાએ મુખ રાખીને ચાર સિંહ ઊભેલા છે. આ સિંહોની આકૃતિમાં કલ્પના અને વાસ્તવિકતાનો સુંદર સુમેળ સાધવામાં આવ્યો છે. તેનાં અંગ-પ્રત્યંગો સપ્રમાણ છે. વિન્સેન્ટ સ્મિથ જેવા વિદ્વાન આ શિલ્પને જગતનાં પ્રાચીન પ્રાણી શિલ્પોમાં સર્વશ્રેષ્ઠ ગણાવે છે.

પટણા પાસે દીદારગંજમાંથી મળેલી ચામર ધારિણીની એક ઓપદાર મૂર્તિ અશોકના સમયની

મૂર્તિકલાનો અદ્વિતીય નમૂનો છે. સુડોળ મુખ, ભરાવદાર અંગ-ઉપાંગ અને વસ્ત્રાભૂષણ તેની કુશળ કારીગરીને વ્યક્ત કરે છે. આ મૂર્તિ પટણાના સંગ્રહાલયમાં સુરક્ષિત છે.

મૌર્યકાલ બાદ શૃંગકાલમાં પ્રવેશીએ ત્યારે શિલ્પકલા વેગ પકડતી માલૂમ પડે છે. આ સમય દરમિયાન બૌદ્ધ ધર્મ પ્રત્યે લોકોનો અનુરાગ વધ્યો હોવાથી કલાકારોએ શિલ્પોમાં બૌદ્ધ ધર્મને વિશેષ પ્રાધાન્ય આપ્યું હતું. ભરહૂત, સાંચી, બોધિગયા, મથુરા વગેરે સ્થળેથી તેના નમૂના મળ્યા છે. સાંચીનાં તોરણદ્વારોમાં શિલ્પોનું રેખાંકન વધારે ઘેરું અને સ્પષ્ટ જોવા મળે છે. બૌદ્ધ જાતકકથાઓનાં દૃશ્યોઃ મહાભિનિષ્ક્રિમણ, બુદ્ધની જ્ઞાનપ્રાપ્તિ તથા બુદ્ધનું પ્રથમ ધર્મપરિવર્તન વ્યાખ્યાન અને મહાનિર્વાણ વગેરે પ્રસંગોનું આલેખન અલૌકિક છે.

શૃંગકાલ બાદ કુષાણકાલ આવે છે. અહીં ભારતીય શિલ્પપરંપરા તેના પૂર્ણવિકસિત સ્વરૂપમાં દૃષ્ટિગોચર થાય છે. મથુરા કુષાણકલાનું મહત્ત્વનું કેન્દ્ર હતું. ભારતમાં સૌ પ્રથમ બુદ્ધ પ્રતિમા તૈયાર કરવાનો યશ મથુરાના કલાકારોને ફાળે જાય છે. કુષાણકાલીન શિલ્પકલાનાં બે મુખ્ય કેન્દ્રો હતાં : (1) ગાંધાર અને (2) મથુરા. ભારતીય શિલ્પકલાનાં આ બે મુખ્ય કેન્દ્રો હોવાથી આ સમયની શિલ્પશૈલીમાં ગાંધારશૈલી અને મથુરાશૈલી એવા બે મુખ્ય ભેદો જોવા મળે છે.

ગાંધારના પ્રદેશમાં ગ્રીકશૈલીની અસર વિશેષ હોવાથી અહીં ગ્રીસની મૂર્તિકલાની વાસ્તવિકતા અને ભારતીય કલાની ભાવવાહિતાનું સુભગ સંયોજન થયું છે. આ શૈલીમાં ઘડાયેલી બુદ્ધ અને બોધિસત્ત્વોની મૂર્તિઓમાં મોટી મૂછો કંડારવામાં આવેલી હોય છે. ગાંધાર શૈલીનાં શિલ્પો જલાલાબાદ, તક્ષશિલા વગેરે સ્થળોએથી મળી આવ્યાં છે.

મથુરાનો શક-કુષાણ રાજવીઓનો સમય કલાની દૃષ્ટિએ સુવર્ણકાળ મનાય છે. આ સમય દરમિયાન મથુરાની શિલ્પકલાએ નવનિર્માણની અદ્‌ભુત સિદ્ધિ પ્રાપ્ત કરી હતી. અહીંનાં શિલ્પોમાં અવર્ણનીય માનુષી ભાવો અભિવ્યક્ત થયાં છે. બુદ્ધની ઉત્કૃષ્ટ મૂર્તિઓ અહીં નિર્માણ પામી છે. સારનાથની ધર્મચક્ર પ્રવર્તન મુદ્રાવાળી ગૌતમબુદ્ધની પ્રતિમા અદ્વિતીય છે. પૂરા મનુષ્યકદની બુદ્ધની પ્રતિમાના શરીર પરના વસ્ત્રાલેખન અને ચહેરા પરની અપાર શાંતિ જગતનાં શિલ્પોમાં ભાગ્યે જ જોવા મળે છે. મથુરામાંથી જૈન અને હિંદુ દેવ-દેવીઓની પણ અનેક પ્રતિમાઓ પ્રાપ્ત થઈ છે.

ગુપ્તકાલ દરમિયાન ભારતીય શિલ્પકલામાં ઓજસ, માધુર્ય અને અલંકરણમાં ઘણું મોટું વૈવિધ્ય નજરે પડે છે. તે ભારતીય સંસ્કૃતિનો સુવર્ણકાલ હોવાથી શિલ્પોમાં સુરેખ રૂપવિધાન અને ભાવવાહી સુકુમારતા અંકિત થઈ છે. આ સમયની કલા એક પ્રદેશ કે એક કેન્દ્ર પૂરતી મર્યાદિત ન રહેતાં સમગ્ર ભારતમાં પ્રસરી ગઈ હતી. ગુપ્ત શૈલીના નમૂના ઉત્તર ભારત, મધ્યભારત, દક્ષિણ ભારત અને પશ્ચિમ ભારતમાં વિશેષ જોવા મળે છે. ગુપ્ત સમયનાં જૈન અને વૈષ્ણવ શિલ્પો મળ્યાં છે. જૈન તીર્થંકરોમાં પાર્શ્વનાથની પ્રતિમા નોંધપાત્ર છે. મથુરાના



નટરાજ

ગુપ્તકાલીન હિંદુ દેવ-દેવીઓના શિલ્પોમાં વિષ્ણુ, શિવ, સૂર્ય, કુબેર, સરસ્વતી, લક્ષ્મી વગેરે ઉલ્લેખનીય છે. બનારસ પાસેથી ગુપ્ત સમયની ગોવર્ધનધારી શ્રીકૃષ્ણની એક મૂર્તિ મળી આવી છે. તે સારનાથના સંગ્રહાલયમાં સુરક્ષિત છે.

ઇલોરાની શિલ્પસમૃદ્ધિ તે અનુગુપ્તકાલીન શિલ્પ પરંપરાના વિકાસની ગાથા રજૂ કરતું મહત્ત્વનું પ્રકરણ છે. ઇલોરાની આ ગુફાઓ દક્ષિણના રાષ્ટ્રકૂટ રાજવીઓએ તૈયાર કરાવી હતી. અહીં હિંદુ, બૌદ્ધ અને જૈન કલાનો ત્રિવેણી સંગમ થયો છે. અહીંની બૌદ્ધ ગુફાઓમાં બુદ્ધની પ્રતિમાઓ, યક્ષ-યક્ષિણીઓ તથા સ્તંભોનું અલંકરણ નોંધપાત્ર છે. હિંદુ ગુફાઓમાં શિવ અને વિષ્ણુનાં શિલ્પો કલાત્મક છે. અહીંનું કૈલાસમંદિર એ પથ્થરમાં કંડારાયેલું મહાકાવ્ય છે. શૈવશિલ્પોનો વૈભવ અપાર છે. કૈલાસ પર્વત ઊંચકતા રાવણનું શિલ્પ અને શિવ-પાર્વતીનું આલેખન અપ્રતિમ છે. વૈષ્ણવ શિલ્પોમાં ત્રિવિક્રમ અને નૃસિંહાવતારનું શિલ્પ આવેગશીલ અને કલાત્મક છે. દશાવતાર ગુફાનું ગોવર્ધનધારી વિષ્ણુનું શિલ્પ પણ ભાવવાહી છે. મૂશળધાર વરસાદથી ગોપ-ગોપીઓ અને ગાયોનું રક્ષણ કરવા શ્રીકૃષ્ણએ ટચલી આંગળીએ ગોવર્ધન પર્વત ઊંચક્યો હતો તે કથા અહીં સુંદર રીતે કંડારાઈ છે.

ધાતુશિલ્પો બનાવવાની પરંપરા દસમી અગિયારમી સદીથી વિશેષ પ્રચારમાં આવી. હડપ્પા સંસ્કૃતિની ધાતુની નર્તકીની પ્રતિમા મળી એ પછી કુષાણ-રાજવીના સમયની બુદ્ધની પ્રતિમાઓ તક્ષશિલામાંથી પ્રાપ્ત થઈ છે. દક્ષિણ ભારતમાંથી ચોલ રાજવીઓના સમય દરમિયાન વિપુલ પ્રમાણમાં ધાતુ શિલ્પો તૈયાર થતાં હતાં. નટરાજનું શિલ્પ કલાની દૃષ્ટિએ આંતરરાષ્ટ્રીય ખ્યાતિ ધરાવે છે. મદ્રાસના સંગ્રહાલયમાં સચવાયેલું આ શિલ્પ નાદન્ત-નૃત્ય કલાનો સર્વોત્તમ નમૂનો છે.

અપસ્માર પુરુષની પીઠ ઉપર શિવ નૃત્ય કરી રહ્યા છે. તેમના મસ્તક પર મુક્તામણિથી શોભતો જટામુકુટ છે. નૃત્યની ગતિને લીધે તેમની અલક લટો હવામાં ફરફરતી જોવા મળે છે. શિવનું આ નૃત્ય લાસ્ય અને તાંડવથી યુક્ત હોવાથી અર્ધું અંગ પાર્વતીનું અને અર્ધું અંગ શિવનું બતાવેલું છે. આ નૃત્યમાં શિવનો ભૌતિક વાસનાઓ

પરનો વિજયનો આનંદ વ્યક્ત થાય છે. આ શિલ્પમાં સૃષ્ટિના સર્જક અને સંહારક તરીકે શિવ અભિવ્યક્ત થયા છે. અન્ય નોંધપાત્ર ધાતુપ્રતિમાઓમાં ધનુષ્યધારી રામનું શિલ્પ મદ્રાસના સંગ્રહાલયમાં સચવાયું છે. ધાતુ શિલ્પોમાં દેવ-દેવીઓ ઉપરાંત પશુ-પંખીઓ અને કલાત્મક દેવીઓ તથા સોપારી કાપવાની સૂડીઓ પણ મહત્ત્વનું સ્થાન ધરાવે છે.

કાષ્ટમાં શિલ્પો બનાવવાની પરંપરા ઘણી પ્રાચીન છે; પરંતુ માટી, પથ્થર અને ધાતુના મુકાબલે કાષ્ટનો પ્રયોગ ઓછો થયો છે. ઘરમાં તથા મંદિરોમાં કાષ્ટની પ્રતિમાઓ બનાવવાની પરંપરા પ્રાચીન છે. ભારતમાં જગન્નાથજીનાં મંદિરો જ્યાંજ્યાં છે ત્યાંત્યાં કાષ્ટની પ્રતિમાઓ બનાવવાની પરંપરા આજે પણ જીવંત છે.

ગુજરાતમાં મુસ્લિમકાલ દરમિયાન ઘરમાં દેરાસર કરવા નિમિત્તે જૈનોએ કાષ્ટકલાને ઘણું ઉત્તેજન આપ્યું હતું. અમદાવાદ, પાટણ, ખંભાત, સુરત, સિદ્ધપુર વગેરે સ્થળોએથી તથા દક્ષિણ ભારતનાં અનેક સ્થળોએથી ઉત્કૃષ્ટ પ્રકારની કાષ્ઠ કોતરણીના નમૂનાઓ મળી આવ્યા છે. કાષ્ટની જેમ હાથીદાંત પરનું કોતરણીનું કામ આજે પણ દક્ષિણ ભારતના ઘણા પ્રદેશોમાં થતું જોવા મળે છે.

શિલ્પકલાના આ બધા નમૂનાઓ ભારતવર્ષની હજારો વર્ષની કલાસાધનાની સાક્ષી પૂરે છે. ભારતીય કલાની કીર્તિગાથા ગાતા કલાના આ ઉત્તમ નમૂનાઓ યુગો સુધી ભારતીય સંસ્કૃતિને દેદીપ્યમાન રાખશે.

## સ્વાધ્યાય

**1.** નીચેના પ્રશ્નોના જવાબ આપો :

(1) 'કલા ભારતીય સંસ્કૃતિનો પ્રાણ છે.' આ વિધાનની ચર્ચા કરો.

(2) મોઢેરાના સૂર્યમંદિરનો પરિચય કરાવો.

(3) સ્તૂપ એટલે શું તે વીગતે સમજાવો.

(4) મસ્જિદ સ્થાપત્યની રચના સમજાવો.

(5) કુષાણકાલની શિલ્પકલાનાં મુખ્ય કેન્દ્રો વિશે નોંધ લખો.

(6) ઈલોરાની શિલ્પસમૃદ્ધિ વર્ણવો.

**2.** ટૂંક નોંધ લખો :

(1) જૈન મંદિરો　　(2) સાંચીનો મહાસ્તૂપ

(3) મુસ્લિમ સ્થાપત્યના પ્રકારો　　(4) હડપ્પા સંસ્કૃતિનાં શિલ્પો

●

# 2 ચિત્ર, સંગીત, નૃત્ય અને નાટ્ય

ભારતીય સંસ્કૃતિમાં કલાની ઉપાસના એટલે સત્યમ્, શિવમ્ અને સુંદરમ્‌ની ઉપાસના. આ કલાની ઉપાસનાનું મુખ્ય ધ્યેય છે : 'આનંદ.' ભારતીય પરંપરામાં ઈશ્વરનું એક સ્વરૂપ 'આનંદ'નું કલ્પવામાં આવ્યું છે. આ કારણથી જ એમ માનવામાં આવ્યું છે કે કલાની સાધના એટલે ઈશ્વર આરાધના. ભારતીય કલાના પાયામાં ધર્મો રહેલા હોવાથી તેનું મુખ્ય ધ્યેય પરમ આનંદની પ્રાપ્તિ દ્વારા દિવ્ય તત્ત્વને પામવાનું છે. આ દિવ્ય તત્ત્વને પામવા કલાકારે કલાની ઉપાસનાનો માર્ગ સ્વીકાર્યો, એથી ભારતીય પરંપરામાં એવું દૃઢપણે સ્વીકારવામાં આવ્યું છે કે કલાની ઉપાસના એટલે સત્યમ્, શિવમ્ અને સુંદરમ્‌ની ઉપાસના. ભારતીય કલાઓ તે ભારતીય આદર્શોનું મૂર્ત સ્વરૂપ છે. આથી ભારતીય દર્શન, સાહિત્ય તેમજ ધાર્મિક માન્યતા વગેરેની અભિવ્યક્તિ ચિત્ર, સંગીત, નૃત્ય અને નાટ્યમાં અનુભવી શકાય છે.

**ચિત્રકલા :** લલિત કલાઓના કુટુંબમાં ચિત્રકલાનું સ્થાન મોખરે છે. તે રંગ અને રેખાની કલા છે. તેનું મુખ્ય ધ્યેય રંગ અને રેખાની મદદ વડે પ્રકૃતિના જડ અને ચેતન તત્ત્વોનું અનુકરણ કરી આપણાં મનમાં રહેલી ઊર્મિઓને અભિવ્યક્ત કરવાનું છે. ચિત્રકલાનો મહિમા વર્ણવતાં વિષ્ણુધર્મોત્તર પુરાણ કહે છે : 'પર્વતોમાં જેમ સુમેરુ, પંખીઓમાં ગરૂડ અને મનુષ્યોમાં રાજા મુખ્ય છે તેમ સર્વકલાઓમાં ચિત્રનું સ્થાન આગળ પડતું છે.' ચિત્રકલાનો આટલો મહિમા વર્ણવ્યા પછી હવે ભારતીય ચિત્રકલાનો પરિચય કેળવીએ.

**ભારતીય ચિત્રકલાનો ઇતિહાસ :** દુનિયાની ચિત્રકલાના ફલક પર ભારતીય ચિત્રકલાનો ઇતિહાસ અનન્ય રંગે મહોરી ઊઠ્યો છે. રસ અને ભાવની આધ્યાત્મિક અભિવ્યક્તિને કારણે જગતભરની ચિત્રકલામાં ભારતીય ચિત્રકલા મોખરાનું સ્થાન ધરાવે છે. લગભગ પાંચ હજાર વર્ષ પ્રાચીન હડપ્પા સંસ્કૃતિના અવશેષોમાંથી ભારતીય ચિત્રકલાના પુરાવાઓ મળે છે. આપણે ત્યાં ચિત્રકલાનું વિવિધ ધર્મોમાંથી પોષણ મળ્યું છે. આ ધર્મ ભારતીય ચિત્રકલાનો મુખ્ય વિષય રહ્યો છે અને એટલે જ ઇતિહાસના જુદાજુદા યુગો દરમિયાન વિવિધ રાજવંશોએ પણ ચિત્રકલાના વિકાસમાં ખૂબ રસ દાખવ્યો. ભારતીય ચિત્રકલા જુદાજુદા પ્રાંતોમાં પ્રાંતીય શૈલી સ્વરૂપે વિકસતી ગઈ. આથી ભારતીય ચિત્ર શૈલીઓનાં નામ તેના વિકાસનાં જે-તે ઐતિહાસિક યુગો તેમજ પ્રદેશ પરથી પાડવામાં આવેલાં છે. દા.ત., અજંટા શૈલી, પાલશૈલી, મુઘલશૈલી, રાજસ્થાની શૈલી, કાંગડા શૈલી, બશોલી વગેરે.

ઐતિહાસિક વિકાસક્રમની દૃષ્ટિએ વિચારીએ તો ચિત્રકલાના પ્રાચીનતમ નમૂનાઓ છેક પાષાણયુગ (પ્રાગ ઇતિહાસ કાલ)માં પણ જોવા મળે છે. પાષાણકાલીન ગુફાઓમાં આદિમાનવનાં શિકારની આલેખનો ખાસ જોવા મળે છે. પ્રાથમિક કક્ષાનાં આ ચિત્રોમાં હાથી, ગેંડો, હરણ વગેરેનું આલેખન નોંધપાત્ર છે. આ ચિત્રોના નમૂનાઓ ઉત્તર ભારતમાં

હિમાલયની શિવાલિક રેન્જમાં, મીરજાપુરની ગુફાઓમાં મળી આવ્યા છે. મધ્યપ્રદેશમાં ભીમબેટકાનાં ગુફા ચિત્રો તથા દક્ષિણ ભારતમાંથી પણ કેટલાંક ચિત્રો મળી આવ્યાં છે. પ્રાગ ઇતિહાસ કાલમાંથી આદ્ય ઇતિહાસકાલમાં આવીએ છીએ ત્યારે હડપ્પા સંસ્કૃતિમાં માટીનાં વાસણો ઉપર ચિત્રકલાના નમૂનાઓ જોવા મળે છે. માટીનાં વાસણો પરનાં વ્યવસ્થિત ચિત્રો જોતાં જણાય છે કે, આ પ્રજા ચિત્રકલાનું વ્યવસ્થિત જ્ઞાન ધરાવતી હતી. ભૌમિતિક રેખાંકનો અને ફૂલવેલની ભાત હડપ્પાના કલાકારોની ખૂબ લોકપ્રિય રચના હતી.

ઐતિહાસિક કાલમાં આવીએ છીએ ત્યારે સોળે કળાએ ખીલી ઊઠેલું ભારતીય ચિત્રકલાનું સ્વરૂપ અજન્ટામાં જોવા મળે છે. લગભગ આઠસો વર્ષનો ઇતિહાસ ધરાવતી અજન્ટાની ચિત્રકલા બૌદ્ધ ધર્મના રંગે રંગાયેલી છે. આ ચિત્રકલાની પરંપરા ઇલોરા, બાધ અને સિત્તનવાસલની ગુફાઓમાં જળવાયેલી જોવા મળે છે. એ પછી બંગાળમાં પાલ રાજાઓએ જે ચિત્રશૈલીને પ્રોત્સાહન આપ્યું એ પાલ શૈલી તરીકે ઓળખાઈ. આ શૈલીમાં પણ બૌદ્ધ ધર્મનાં ચિત્રો મળે છે. બરાબર એ જ સમયે રાજસ્થાન, ગુજરાતના પ્રદેશોમાં તાડપત્રો ઉપર લઘુચિત્ર પરંપરાનો વિકાસ થયો. જે પશ્ચિમ ભારતની લઘુચિત્રશૈલી તરીકે ઓળખાઈ.

ઇસ્લામના આગમન બાદ સલ્તનતકાલ દરમિયાન ચિત્રકલાનું પોત પાતળું પડ્યું; પરંતુ મુઘલ બાદશાહોના આગમન સાથે જ ભારતીય ચિત્રકલાનો એક નવો યુગ શરૂ થયો. મુઘલ બાદશાહો કલારસિક હોવાથી કાગળ ઉપર લઘુચિત્રશૈલીનો વિકાસ થયો. ઈરાની અને ભારતીય કલાના ઉત્તમ અંશોના સમન્વયથી 'મુઘલ ચિત્રશૈલી' જન્મી અને જગતકલામાં એક સમૃદ્ધ પ્રકરણ ઉમેરાયું. આ મુઘલ ચિત્રશૈલીની અસર નીચે રાજપૂત ચિત્રકલાનો ખૂબ વિકાસ થયો. રાજસ્થાનમાં ઘણાં કેન્દ્રો પ્રચારમાં આવ્યાં જેમાં વિવિધ રાગો પર આધારિત રાગમાલાનાં અને બારમાસીનાં ચિત્રો ખાસ પ્રશંસા પામ્યાં. સંગીત અને ચિત્રકલાનો સમન્વય થયો. રાજપૂત ચિત્રકલામાં ગુલેર અને કાંગડાશૈલીનો વિકાસ નોંધપાત્ર રહ્યો. રાધા અને કૃષ્ણ તથા કવિ જયદેવનું ગીત ગોવિંદ આ શૈલીના મુખ્ય વિષયો રહ્યા. કાંગડાશૈલી ભારતીય ચિત્રકલાનું શિરમોર પ્રકરણ છે.

મરાઠાકાલમાં આવીએ છીએ તો આંતરિક વિખવાદ અને યુદ્ધોએ ચિત્રકલાનો વિકાસ અટકાવી દીધો. એ પછી બ્રિટિશકાલ દરમિયાન ચિત્રકલાના વ્યવસ્થિત શિક્ષણની શરૂઆત થઈ. આ શિક્ષણથી પશ્ચિમી કલાનો પરિચય થયો. ભારતીય ચિત્રકલામાં પશ્ચિમની ચિત્રકલાના અનેક વાદો ઉમેરાયા અને આધુનિક ચિત્રશૈલીનો જન્મ થયો. ઔદ્યોગિક ક્રાંતિ અને વિશ્વયુદ્ધોએ ચિત્રકારોના હૃદયની ઊર્મિઓને વાચા આપી. અર્વાચીન યુગમાં ચિત્રકલાએ નવો આકાર ધારણ કર્યો અને આધુનિક ભારતીય ચિત્રકારો વિશ્વ ફલક ઉપર મુકાયા.

**ભિત્તિચિત્રો** : ભારતીય ચિત્રકલા તેની સંસ્કૃતિ અને સમયની ગતિ સાથે વિકસી છે. ભારતીય સંસ્કૃતિના વિકાસની શરૂઆત હડપ્પા અને મોહેં-જો-દડોથી થાય છે, તેમ ભારતીય ચિત્રકલાના વિકાસની શરૂઆત પણ ત્યાંથી જ થાય છે. એ સમયે ઘરવપરાશનાં માટીનાં વાસણો ઉપર ચિત્રો દોરવામાં આવતાં હતાં. એ પછી સમય જતાં, ભીંત ઉપર,

તાડપત્રો ઉપર, લાકડાની પાટી ઉપર અને ત્યારબાદ કાપડ અને કાગળ ઉપર ચિત્રો દોરવાની પરંપરાનો વિકાસ થયો. ભારતીય ચિત્રકલાનાં ઘણાં ઉત્તમ ચિત્રો અજન્ટાની ગુફાઓમાં જોવાં મળે છે. અહીં પ્રશ્ન એ થાય છે કે આ ગુફાઓની ભીંત ઉપર ચિત્ર કેવી રીતે તૈયાર થયું હશે ?

ભિત્તિચિત્ર આલેખવા માટે સૌ પ્રથમ ભીંતને તૈયાર કરવી પડે છે. આ ક્રિયાને 'ભૂમિ બાંધવી' કે 'ભૂમિકર્મ' કહે છે. સૌ પ્રથમ પથ્થરની દીવાલને સપાટ બનાવી, છીણી વડે ખોતરી ખરબચડી કરવામાં આવે છે. ત્યારબાદ તેના ઉપર છાણ, પથ્થરનો ભૂકો તેમજ કોઈકવાર લાકડાનો વહેર પણ મેળવીને લેપ લગાડવામાં આવે છે. પ્રવાહી તરીકે આમાં સરેશનો પણ ઉપયોગ કરવામાં આવે છે. આ આખો લેપ વજ્રલેપ (વજ્જલેપ) કહેવાય છે. આ લેપ ઉપર ચૂનાનું પડ તૈયાર કરવામાં આવે છે. આ પછી, એમાં ગેરુ રંગથી રેખાંકન કરવામાં આવે છે. ત્યારબાદ તેમાં રંગ પૂરવામાં આવે છે. ભિત્તિચિત્રોમાં મોટે ભાગે ખનિજ રંગો હોય છે. આ પદ્ધતિએ ભિત્તિચિત્રો તૈયાર કરવામાં આવતાં હતાં.

**અજંટાનાં ચિત્રો** : ભિત્તિચિત્રોની પરંપરામાં અજંટાની ગુફાઓમાંથી મળતાં ચિત્રો સર્વશ્રેષ્ઠ છે. મહારાષ્ટ્રમાં જલગાંવ અને ઔરંગાબાદથી થોડે દૂર, અજિંઠા નામના ગામ પાસે સહ્યાદ્રિ પર્વતમાળા વચ્ચે, વાઘોરા નદીની 90 મીટરની ઊંચાઈએ 30 ગુફાઓનો સમૂહ ઘોડાની નાળના આકારમાં કંડારાયેલો છે. જે અજંટા તરીકે ઓળખાય છે. આ ગુફાની શોધ ઈ.સ. 1824માં જનરલ સર જેમ્સે કરી હતી.

અજંટાની આ ગુફાઓનાં ચિત્રોમાં ઈ.પૂ. 1લી સદીથી ઈ.સ. 7મી સદી સુધીનો પ્રાચીન ભારતનો આઠસો વર્ષનો સામાજિક અને સાંસ્કૃતિક ઇતિહાસ જળવાયેલો જોવા મળે છે. અજંટાની ગુફાઓનાં નિર્માણમાં ત્રણ રાજવંશોનો ફાળો છે. સાતવાહન, વાકાટક અને ચાલુક્ય વંશ મૂળમાં આ બૌદ્ધ ધર્મની કલા છે; પરંતુ ભારતીય સમાજજીવન તેમાં ભારોભાર પ્રતિબિંબિત થયેલું છે. પ્રશ્ન એ થાય કે અહીંના આ ગુફા વિહારો અને ચૈત્યગૃહોમાં આવાં સુંદર ચિત્રો કોણે કર્યાં હશે ? એમ કહેવાય છે કે બૌદ્ધ ધર્મનું આ બહુ મોટું યાત્રાધામ હશે અને મોટા ગજાના ચિત્રકારો તથા બૌદ્ધ ભિખ્ખુઓએ આ ચિત્રો આલેખ્યાં હશે.

આજે 30 ગુફાઓના આ સમૂહમાં નં. 1, 2, 9, 10, 16 અને 17માં ચિત્રો સારી રીતે જળવાઈ રહ્યાં છે.

સૌંદર્ય અભિવ્યક્તિ અને રંગ તથા રેખાના લાલિત્યપૂર્ણ આલેખનને લીધે જગતના વિવેચકોએ મન મૂકીને અજંટાની ચિત્રકલાનાં વખાણ કર્યાં છે. આ ચિત્રોનો વિષય ભગવાન બુદ્ધ અને તેમના જીવનપ્રસંગો તેમજ તેમના પૂર્વજન્મની કથાઓનો હોવા છતાં તેમાં ચેતનવંતુ અને ઉલ્લાસમય માનવજીવન આલેખાયું છે. અજંટાના કલાકારે નારીહૃદયના કોમળ ભાવોને વિવિધ પ્રકારના અભિનય દ્વારા અદ્ભુત રીતે વ્યક્ત કરેલા છે. સ્ત્રીઓના અંબોડાનું આલેખન હોય કે ફૂલોની વેણીનું, ગળાના અલંકારો હોય કે ચહેરા પરનાં શૃંગારપ્રસાધનો-એ બધામાં ભારોભાર આધુનિકતા નીતરતી જોવા મળે છે. જગતની કોઈ ચિત્રકલામાં આટલો વૈવિધ્યસભર માનવસમૂહ આલેખાયેલો જોવા મળતો નથી. ચિત્રોમાં રાજમહેલો, ઉદ્યાનો,

 રાજમાર્ગો, મકાનોનાં આલેખનો વગેરે તત્કાલીન સમાજના વિકાસનું ચિત્ર ખડું કરે છે. અહીંનો કલાકાર પ્રકૃતિનું નિરૂપણ કરતાં ક્યારેય ધરાયો જ નથી. ભૌમિતિક અને કલાત્મક ભાતો તથા ફૂલવેલનાં આલેખનો મનોહારી છે. આ ઉપરાંત, આ ગુફાઓમાં શિલ્પ અને સ્થાપત્યના સર્વોત્તમ નમૂનાઓ કંડારાયા છે. એથી જ કહેવાય છે કે અજંટા એ શિલ્પ-સ્થાપત્ય અને ચિત્રકલાનું મહાકાવ્ય છે.

**બાઘની ગુફાનાં ચિત્રો :** મધ્યપ્રદેશમાં માળવા નજીક બાઘ નામના સ્થળેથી કેટલાંક ગુફા ચિત્રો મળ્યાં છે. આ ચિત્રો અજંટાની ચિત્રશૈલી સાથે સામ્ય ધરાવે છે. ચિત્રનો વિષય પણ બૌદ્ધ ધર્મની કથાઓ છે. અહીં માત્ર બે કે ત્રણ ચિત્રો ટકી રહ્યાં છે. એક દૃશ્યમાં એક નર્તકની આસપાસ વાજિંત્ર વગાડનાર કેટલીક નર્તકીઓ ઊભેલી છે. તેઓના હાથમાં મંજીરા અને દાંડિયા જોવા મળે છે. 'દાંડિયા-રાસ' જેવું 'હલ્લિસક' પ્રકારનું આ નૃત્ય હશે એમ મનાય છે. અન્ય એક નગર ઉત્સવના રાજસવારીના દૃશ્યમાં બાઘના કલાકારોએ ભારે કૌશલ દાખવ્યું છે. અહીનાં ચિત્રોમાં અજંટાનું સાતત્ય જોવા મળે છે.

**સિત્તનવાસલનાં ચિત્રો :** દક્ષિણ ભારતમાં પુદુકોટ્ટઈથી 16 કિમી દૂર સિત્તનવાસલ નામના ગામ પાસે આ ગુફાઓ આવેલી છે. આ ગુફા ચિત્રો શોધવાનું માન શ્રી ટી.એ. ગોપીનાથ રાવને મળે છે. આ ચિત્રો પર જૈન ધર્મનો પ્રભાવ છે. આ ગુફાની ઓસરીમાં થાંભલાઓ ઉપર આકાશમાં નૃત્ય કરતી અપ્સરાઓ અને માનવાકૃતિ સામે રાજારાણી ઊભેલાં દર્શાવાયાં છે. ઓસરીની છત પર કમળો અને માછલીઓથી ભરપૂર સુંદર સરોવર આલેખાયું છે. અહીં જૈન દેવતાઓની આકૃતિઓ પણ જોવા મળે છે. અહી એક અર્ધનારીશ્વરનું આકર્ષક ચિત્ર આલેખાયું છે. આ ચિત્રોની રેખાઓનું માર્દવ અદ્વિતીય છે.

**પશ્ચિમ ભારતની લઘુચિત્ર શૈલી :** અજંટાની ચિત્ર શૈલીની સાથે જ પશ્ચિમ ભારતમાં ચિત્રો દોરવાની પરંપરા ચાલુ થઈ હતી. અહીં કલાકારો વિશાળ ભીંતોને સ્થાને તાડપત્રો પર લખતા ગ્રંથો તરફ વળ્યા અને ચિત્રકલાના ઇતિહાસમાં એક નવું પ્રકરણ ઉમેરાયું. વિશાળ ફલકને સ્થાને નાનાં-લઘુ ફલક પર ચિત્રો આલેખવામાં આવ્યાં, તેથી તે લઘુચિત્રશૈલી તરીકે ઓળખાયાં. ભારતના પશ્ચિમી પ્રદેશો જેવાં કે રાજસ્થાન, માળવા, ગુજરાતના પ્રદેશોમાં આ ચિત્રો તૈયાર થવાં લાગ્યાં. તેથી તે 'પશ્ચિમ ભારતની લઘુચિત્રશૈલી' કહેવાય છે. મોટે ભાગે આ ચિત્રો જૈન ગ્રંથોમાં ચિતરાયાં અને જૈન ગ્રંથ ભંડારોમાં તે ઉપલબ્ધ થતાં હોઈ લોકો આ ચિત્ર શૈલીને 'જૈન શૈલી' પણ કહે છે. આ શૈલીનાં ચિત્રો તાડપત્રો પર આલેખવામાં આવતાં હતાં. બાલગોપાલ સ્તુતિ, વસંતવિલાસ વગેરેની હસ્તપ્રતોમાં પણ આવાં ચિત્રો છે; પરંતુ પાછળથી તે કાપડ, કાગળ અને લાકડાની પટ્ટી પર ચિત્રિત થયેલાં જોવાં મળે છે. આ ચિત્રોમાં મુખ્યત્વે તીર્થંકરોના જીવનપ્રસંગો, જૈન આચાર્યો અને મુનિઓનો ઉપદેશ તેમજ ધાર્મિક પ્રતીકો વિશેષ જોવા મળે છે. વૈષ્ણવ હસ્તપ્રતોમાં કૃષ્ણની બાળલીલાનાં ચિત્રો જોવા મળે છે. લઘુચિત્રોમાં પાત્રોનાં નાક અને આંખનું આલેખન અણીદાર છે. આ ચિત્રોની હસ્તપ્રતો મુખ્યત્વે અમદાવાદ, પાટણ, ખંભાત, વઢવાણ, જેસલમેર, જોધપુર તથા પાલિના ગ્રંથભંડારોમાં, કેટલાંક વૈષ્ણવમંદિરોમાં તથા શ્રેષ્ઠિઓનાં કુટુંબોના વૈયક્તિક સંગ્રહમાં સચવાયેલી છે. અગિયારમીથી અઢારમી

સદી સુધી આ ચિત્રો આલેખવાનું કામ ચાલુ રહ્યું હતું. ગુજરાતની આ ચિત્રશૈલીએ રાજસ્થાનની અને રાજપૂત ચિત્રકલા ઉપર ઘણો પ્રભાવ પાડ્યો છે. આ શૈલીની આલેખન પદ્ધતિનાં ઘણાં લક્ષણો સાંગોપાંગ રાજસ્થાની ચિત્રશૈલીમાં ઊતરી આવ્યાં છે.

**મુઘલચિત્ર શૈલી** : મુઘલચિત્રકલા એના રંગ અને રેખાનાં સાયુજ્યને કારણે ભારતીય ચિત્રકલામાં માનભર્યું સ્થાન ધરાવે છે. આ ચિત્રશૈલીનો સમયગાળો ઈ.સ.ની 16મીથી 18મી સદી સુધીનો મનાય છે. મુઘલો ભારતમાં આવ્યા ત્યારે એમની સાથેસાથે ઈરાની ચિત્રકારો પણ આવ્યા. ભારતીય, ઈરાની અને ચીની કલાના સંગમથી વિકસેલી આ કલા મુઘલશૈલી તરીકે ઓળખાઈ. આ ચિત્રશૈલીના નિર્માણમાં મુઘલ સમ્રાટ અકબર અને જહાંગીરનો ફાળો નોંધપાત્ર છે.

**સમ્રાટોનું પ્રદાન** : અકબરે પોતાના દરબારમાં સ્વતંત્ર ચિત્રશાળાની સ્થાપના કરી. આ શાહી ચિત્રશાળામાં ગુજરાત, ગ્વાલિયર, કશ્મીર તેમજ અન્ય સ્થળેથી ચિત્રકારોને બોલાવી ઈરાની ચિત્રકારો પાસે ખાસ તાલીમ અપાવી. થોડા સમયમાં કલાકારોએ ઈરાની શૈલીની રંગ અને રેખાની હથોટી હસ્તગત કરી લીધી. ભારતીય કલાતત્ત્વો અને ઈરાની રંગ આયોજનપદ્ધતિથી ચિત્રોનું સ્વરૂપ બદલાઈ ગયું. અકબર વખતોવખત આ ચિત્રશાળાની મુલાકાત લેતો અને ઉત્તમ ચિત્રકારોને ઇનામ પણ આપતો. અકબરના સમયમાં જે ચિત્રો તૈયાર થયાં તેમાં 1400 ચિત્રોવાળી 'હમ્ઝનામા' નામે કથા, રામાયણ અને મહાભારતના પૌરાણિક કથાપ્રસંગો, નળદમયંતીની કથા, મુસ્લિમ તવારીખો (બાબરનામા તથા અકબરનામા) તથા રાજવીઓ, દરબારીઓનાં વૈયક્તિક ચિત્રો અને યુદ્ધનાં દશ્યોનાં ચિત્રો મુખ્ય છે. યુદ્ધમાં પણ અકબર ચિત્રકારોને સાથે રાખતો અને યુદ્ધના વાસ્તવદર્શી ચિત્રોનું આલેખન કરાવતો. અકબરની ચિત્રશાળામાં અબ્દુલ સમદ અને આકારીઝા નામના નોંધપાત્ર ચિત્રકાર હતા. અહીં જે ચિત્રકારો તૈયાર થયા તેમાં કેશવ ગુજરાતી, માધવ ગુજરાતી, ભીમ ગુજરાતી વગેરે મુખ્ય હતા. ઇસ્લામમાં ચિત્રકલાનો નિષેધ હોવા છતાં અકબરે ચિત્રકલાને ખૂબ પ્રોત્સાહન આપ્યું.

અકબરનો પુત્ર જહાંગીર પોતે પણ કલારસિક હતો. તેણે ચિત્રકારોને રાજ્યાશ્રય આપીને પ્રોત્સાહન આપવાનું ચાલુ રાખ્યું. કુદરત અને પશુપંખીઓ પ્રત્યે જહાંગીરનો અનહદ પ્રેમ તેના સમયનાં ચિત્રોમાં પ્રતિબિંબિત થયો છે.જહાંગીરના આશ્રિત ચિત્રકારોમાં ઉસ્તાદ. મન્સૂર પશુ-પંખીઓના આલેખનમાં ઊંડું જ્ઞાન ધરાવતો હતો. મન્સૂરનાં ચિત્રોમાં પશુ-પક્ષીઓનાં મિજાજ, રૂપ અને ગુણોનું આબેહૂબ આલેખન થતું. જહાંગીરના સમયથી ચિત્રની આસપાસ ફૂલવેલ અને વેલબુટ્ટાની ભાતવાળા સુંદર હાંસિયા આલેખવાની પ્રથા શરૂ થઈ હતી. આવા કલાત્મક આલેખનથી ચિત્રને નવો ઉઠાવ મળ્યો અને એક નવી પરિપાટીનો વિકાસ થયો. જહાંગીરના સમયમાં ચિત્રોના રંગો ચમકદાર હતા. તેમાં સફેદ, કાળો, પીળો, લાલ, ગેરુ, રૂપેરી, સોનેરી વગેરે રંગો મુખ્ય હતા.

જહાંગીર પછી શાહજહાં ગાદીએ આવ્યો. તેને ચિત્રકલા કરતાં સ્થાપત્યમાં વિશેષ રસ હતો. છતાં ચિત્રકારોને પ્રોત્સાહન મળતું રહ્યું. શાહજહાંના સમયનાં ચિત્રોમાં મુઘલ દરબારનો ભપકો અને સમૃદ્ધિ અભિવ્યક્ત થયાં છે. દરબારી ઠાઠમાઠનાં દશ્યો વિશેષ

ચિતરાયાં છે. એ પછી ઔરંગઝેબ ગાદી પર આવ્યો. તે ઇસ્લામી આદર્શોને વરેલો હોવાથી કલાકારોને પ્રોત્સાહન આપવાનું તેણે બંધ કર્યું. દરબારી કલાકારોને છૂટા કરી દીધા અને મુઘલ ચિત્રકલાનો વિકાસ અટકી પડ્યો. મુઘલ ચિત્રશૈલીનાં જે ચિત્રો સંગ્રહાલયોમાં સુરક્ષિત છે તેમાં વાસ્તવદર્શી આલેખન, સુંદર ભાત અને રંગનું રેશમીપણું આપણને સૌંદર્યનો મૃદુસ્પર્શ કરાવી જાય છે.

**ચિત્રોના વિષયો :** વિષયોની દૃષ્ટિએ મુઘલ ચિત્રશૈલીમાં ઘણું વૈવિધ્ય જોવા મળે છે. શરૂઆતની અવસ્થામાં બાબરનામા, શાહનામા અને અમીર હમ્ઝાને લગતાં ચિત્રો તૈયાર થયાં હતાં. ત્યારબાદ અકબરે પોતાની ચિત્રશાળામાં જે ચિત્રો તૈયાર કરાવ્યાં તેમાં હિન્દુગ્રંથોના ફારસી અનુવાદો મુખ્ય છે. મહાભારતને લગતાં ચિત્રોમાં 'ઘટોત્કચનું યુદ્ધ' નામનું ચિત્ર ખૂબ પ્રશંસા પામ્યું છે. ઐતિહાસિક ઘટનાનાં ચિત્રોમાં જન્મોત્સવ, શાહજાદાઓની વિદાય, તખ્તનશીની ઘટના, યુદ્ધના વિજય પ્રસંગો વગેરે મુખ્ય છે. શાહજાદા સલીમના જન્મને લગતું ચિત્ર અને 'શાહજહાંનો જનાજો' આ બે ચિત્રો ભાવ અભિવક્તિમાં સર્વોત્કૃષ્ટ છે. અબ્દુલહુસેને બનાવેલાં કેટલાંક શિકારનાં દૃશ્યો ખૂબ પ્રશંસા પામ્યાં છે. જહાંગીરના સમયનાં ચિત્રોમાં વૃક્ષ, ફળ-ફૂલ, પુષ્પલતા, બાગ-બગીચા વગેરેનાં આલેખનો મનોહારી છે. 'ઊંટની સાઠમારી'નું ચિત્ર અને ઉસ્તાદ મન્સૂરનું 'બાજપક્ષી' નામનું ચિત્ર આબેહૂબ છે. મુઘલ ચિત્રકલામાં વ્યક્તિચિત્રો વિશેષ મળે છે. બાદશાહો, અમીરો, કેટલાક ઓલિયાઓ, ફકીરો અને મુઘલ સ્ત્રીઓનાં સ્વંતત્ર ચિત્રો પણ મળે છે. અહીં રંગ અને રેખાનાં આલેખનમાં એક પ્રકારનાં લય અને ગતિ જોવાં મળે છે. રંગઆયોજનમાં સુકોમળ મૃદુતા અને ચમક એ મુઘલ ચિત્રશૈલીનું નોંધપાત્ર લક્ષણ છે.

**રાજપૂત ચિત્રશૈલી :** ભારતીય ચિત્રકલાનું એક ગરવું પ્રકરણ રાજપૂત ચિત્રકલા છે. રાજપૂત રાજવીઓના દરબારમાં આ કલા રાજ્યાશ્રય પામી હોવાથી એ રાજપૂત ચિત્રશૈલી તરીકે ઓળખાય છે. આ ચિત્રકલા જનસમાજની કલા કે લૌકિક કલા તરીકે ઓળખાય છે. સીધું સાદું ગ્રામજીવન, ગામનાં બજારો, પનઘટ, ખેતીઉત્સવોના પ્રસંગો વગેરે ચિત્રકારોની પીંછીથી સજીવ થઈ ઊઠ્યા છે. આ ઉપરાંત રામાયણ, મહાભારતના પ્રસંગો અને ઋતુઓને લગતાં ચિત્રો આ શૈલીના મુખ્ય વિષયો છે. મધ્યકાલ દરમિયાન કૃષ્ણભક્તિનો મહિમા ખૂબ વધ્યો. સાહિત્યની જેમ ચિત્રમાં પણ આત્મા અને પરમાત્માનો શાશ્વત સંબંધ દર્શાવવા રાધા અને કૃષ્ણના જીવનપ્રસંગોને વિષય બનાવીને ચિત્રકારોએ પ્રેમલક્ષણાભક્તિનો ખૂબ મહિમા ગાયો છે. રાજપૂત ચિત્રકલાની નોંધપાત્ર વિશેષતા એ રાગમાલાનાં ચિત્રો છે. રંગ અને રેખાની મદદ વડે સંગીત જેવા અમૂર્ત વિષયનો ચિત્રકલા સાથે સમન્વય સાધવામાં આવ્યો છે. આ રાગમાલાનાં ચિત્રોમાં સંગીત, ચિત્ર અને કાવ્યનો ત્રિવેણી સંગમ સધાયો છે.

રાજપૂત કલાકારોએ પુરુષ પાત્રો કરતાં સ્ત્રી પાત્રોનાં આલેખનમાં ભારે કૌશલ દાખવ્યું છે. આ ઉપરાંત, મોર, પોપટ, હંસ, સારસ, ચાતક જેવાં પંખીઓના આલેખનમાં તેમજ ઊંટ, ઘોડા અને હાથીઓ જેવાં પ્રાણીઓનાં આલેખન ઘણાં વાસ્તવિક છે. આમ, રાજપૂત ચિત્રકલા સાચા અર્થમાં લૌકિક ચિત્રકલા બની છે.

રાજપૂત ચિત્રકલાના વિકાસમાં રાજસ્થાન અને ઉત્તર ભારતનાં પહાડી રાજ્યો મુખ્ય કેન્દ્રો બન્યાં હતાં. મુઘલ દરબારમાં ઔરંગઝેબે ચિત્રશાળા બંધ કરાવી. આથી ઘણા ચિત્રકારોએ આ રાજપૂત રાજ્યોમાં રાજ્યાશ્રય મેળવ્યો અને પ્રકૃતિના નયનરમ્ય વાતાવરણ વચ્ચે રાજપૂત ચિત્રકલા મહોરી ઊઠી. આ રાજપૂત ચિત્રશૈલીની બે મહત્ત્વની શાખાઓ : (1) રાજસ્થાની કલમ અને (2) પહાડી કલમ.

**( 1 ) રાજસ્થાની કલમ :** રાજસ્થાની કલમનો વિકાસ ભિત્તિચિત્ર પરંપરા અને પશ્ચિમ ભારતની લઘુચિત્રશૈલીને આભારી છે. આ ચિત્રશૈલીના વિકાસનો સમય 16મા સૈકાથી 18મા સૈકા સુધીનો મનાય છે. ઉદેપુર, નાથદ્વારા, જયપુર, કિશનગઢ, બુંદી, કોટા, જેસલમેર વગેરે કેન્દ્રોમાં આ શૈલીનો ખૂબ વિકાસ થયો. આ કેન્દ્રોનાં નામ ઉપરથી આ કલમની પેટા શૈલીનો પ્રાદેશિક લાક્ષણિકતા સાથે વિકાસ થયેલો જોવા મળે છે.

આ પ્રાદેશિક ચિત્રશૈલીઓમાં શૈવ અને વૈષ્ણવ સંપ્રદાયની સ્પષ્ટ અસર જોવા મળે છે. પુરાણોના પ્રસંગો, બારમાસી કાવ્યોના પ્રસંગો, નાયક-નાયિકા ભેદનાં ચિત્રો તથા રાગમાલાનાં ચિત્રો, કેશવદાસની રસિક પ્રિયાનાં ચિત્રો અને રાજદરબારનાં દૃશ્યો નોંધપાત્ર છે. અહીંનાં રાગમાલાનાં ચિત્રોને ઘણી પ્રસિદ્ધિ મળી છે.

**( 2 ) પહાડી કલમ :** રાજપૂત ચિત્રકલાની બીજી મહત્ત્વની શાખા તે પહાડી કલમ છે. આ પહાડી કલમના પ્રદેશો એટલે હિમાલયની પહાડી ટેકરીઓની તળેટીમાં વિકસેલાં રાજપૂત રાજ્યનો વિસ્તાર. હિમાચ્છાદિત અનિયમિત પર્વતો, શાશ્વત હરિયાળા ઢોળાવો, નદી, ઝરણાં વગેરેને લીધે અહીંનું પ્રાકૃતિક સૌંદર્ય દીપી ઊઠે છે. આ સૌંદર્યનું પ્રતિબિંબ અહીંના કલાસર્જનમાં પથરાય તે સ્વાભાવિક છે.

પહાડી કલમનાં ચિત્રોમાં પ્રકૃતિ સજીવસ્વરૂપે અભિવ્યક્ત થઈ છે. ઘનઘોર મેઘલી રાત, બીજનો ચંદ્ર, વર્ષારંભે ચમકતી વીજળી, નદી કે સરોવરનાં તરંગયુક્ત નીર આપણા ચિત્તને આનંદની દુનિયામાં વિહાર કરાવે છે. ઝાડ પર હવામાં ઝૂલતાં પાંદડાં, ફૂલો, આકાશમાં ઊડતાં પક્ષીઓ, સરોવરમાં ખીલેલાં કમળો, કેળ અને કદમ્બવૃક્ષો આપણાં ચિત્તને હરી લે છે. અહીં રામાયણ, મહાભારત અને ભાગવતના પ્રસંગો ઉપરાંત રાધા અને કૃષ્ણને વિષય બનાવતાં રાગમાલાનાં ચિત્રો સૌથી વધુ આકર્ષક છે. આ શૈલીમાં ગુલેર અને કાંગડાનાં ચિત્રો સૌંદર્ય અભિવ્યક્તિની દૃષ્ટિએ આંતરરાષ્ટ્રીય ખ્યાતિ ધરાવે છે. રંગ અને રેખાનો આ ચિત્રકારોએ એવો તો સુભગ સમન્વય સાધ્યો છે કે આ ચિત્રો જોતાં આપણે કોઈ ઊર્મિ કાવ્યનું રસપાન કર્યાનો આનંદ અનુભવીએ છીએ. પહાડી કલમમાં બારમાસા અને રાગમાલાનાં ચિત્રોમાં ઘણુંબધું વૈવિધ્ય છે. કૃષ્ણલીલા અને નાયક-નાયિકા સંબંધિત ચિત્રો નોખાં તરી આવે છે. નળ-દયમંતી અને સત્યવાન-સાવિત્રી જેવી કથાઓ પણ પહાડી ચિત્રકારોએ ચિત્રિત કરી છે. પ્રેમ અને શૃંગાર, સંયોગ અને વિયોગની સ્થિતિમાં નારીના સૌંદર્યનું અંકન, વધુ કલાત્મક રીતે થયું છે. યુગયુગાન્તરથી હજારો, લાખો લોકોનાં મનમાં આરાધ્ય છે તેવા રાધા અને કૃષ્ણની પ્રેમલીલાનાં ચિત્રો અદ્વિતીય છે.

પહાડી ચિત્રકલાના સૌથી મોટા પ્રોત્સાહક હતા કાંગડાના શાસક મહારાજા સંસારચંદ. એક કલાપ્રેમી તરીકે તેમનું નામ પહાડી કલમ સાથે જોડાયેલું છે.

પહાડી ચિત્રકલા પછી અર્વાચીન ચિત્રકલાના યુગમાં પ્રવેશીએ છીએ ત્યારે રંગ, રેખા, શૈલી અને વિષયોમાં આમૂલ પરિવર્તન જોવા મળે છે. અંગ્રેજી કેળવણીની શરૂઆત થતાં આપણે પશ્ચિમ કલાના પરિચયમાં આવ્યાં. બ્રિટિશકાલ દરમિયાન મુંબઈ, મદ્રાસ અને કલકત્તામાં કલાશાળાઓ સ્થપાઈ. તેમાં જે ચિત્રકારો તૈયાર થયા તેમને પશ્ચિમની કલા સમૃદ્ધિનો પરિચય થયો. પશ્ચિમના કલાપ્રવાહોમાં ભારતીય વિષયો ભળ્યા અને ભારતીય ચિત્રકલા એક સમૃદ્ધ પ્રકરણ ભણી આગળ વધી.

**સંગીતકલા :** સ્વર, તાલ અને લયની દૃષ્ટિએ ભારતીય સંગીત જગતના બીજા દેશોના સંગીતથી અલગ તરી આવે છે. નોંધપાત્ર બાબત એ છે કે સંગીતમાં ગાયન, વાદન અને નર્તન એ ત્રણ બાબતોનો સમાવેશ થાય છે. 'સંગીતરત્નાકર'માં સારંગદેવ કહે છે કે, **गीतं वाद्यं तथा नृत्त्यं त्रयं संगीतमुच्यते ।**

ભારતીય પરંપરામાં સંગીત એટલે નાદબ્રહ્મની ઉપાસના. સ્વરની સાધના વડે પરમ આનંદની સમાધિમાં લીન થવું એ ભારતીય સંગીતનો મુખ્ય હેતુ છે. ભારતીય સંગીતમાં સાત સ્વરો તે ષડજ, ઋષભ, ગાંધાર, મધ્યમ, પંચમ, ધૈવત અને નિષાદ. ઉલ્લેખનીય બાબતો એ છે કે 'સંગીત-રત્નાકર'માં ગણનાપાત્ર આ સાત સ્વરોને પશુ-પંખીઓના અવાજ સાથે સરખાવેલ છે.

**मयूर चातकच्छाग-कौञ्चं कोकिल दर्दुशः ।**
**गजश्च सप्तषड्जादीन कमादुच्चारयन्तामी ।।**

**ઉત્પત્તિ :** જગતના બધા દેશોમાં સંગીતની ઉત્પત્તિ માટે ધાર્મિક દૃષ્ટિબિંદુને કેન્દ્રમાં રાખવામા આવ્યું છે. ભારતીય સંગીતની ઉત્પત્તિને પણ બ્રહ્મા અને શિવની દંતકથા સાથે સાંકળી લેવામાં આવ્યું છે. એમ મનાય છે કે સૃષ્ટિને ઉત્પન્ન કરનાર બ્રહ્મા દ્વારા સંગીતની ઉત્પત્તિ થઈ છે. બ્રહ્માએ ભગવાન શંકરને અને શંકરે સરસ્વતીને સંગીત શીખવ્યું. આથી, સરસ્વતીને 'વીણાધારિણી' તરીકે સંગીત અને સાહિત્યની અધિષ્ઠાત્રી દેવી માનવામાં આવે છે. સરસ્વતીએ નારદમુનિને અને નારદે સ્વર્ગનાં ગાંધર્વ, કિન્નર, અપ્સરાઓ વગેરેને સંગીત શીખવ્યું. ભરતમુનિ વગેરે ઋષિઓને ત્યાંથી આ સંગીત મળ્યું. આ ઋષિમુનિઓએ આ વિદ્યામાં પારંગત થઈ પૃથ્વી પર તેનો પ્રચાર કર્યો. રાગોની ઉત્પત્તિ વિશે એમ મનાય છે કે આપણા સંગીતના પાંચ રાગો : (1) ભૈરવી (2) મેઘ (3) હિંડોલ (4) દીપક અને (5) શ્રી. એ ભગવાન શંકરના પંચ મુખેથી ઉત્પન્ન થયા. જ્યારે છઠ્ઠો રાગ માલકૌસ પાર્વતીના મુખેથી ઉત્પન્ન થયો. જોકે આ તો પુરાણોની માન્યતા થઈ; પરંતુ વૈજ્ઞાનિક અને ઐતિહાસિક દૃષ્ટિકોણથી પણ વિચારવું જોઈએ.

માનવજીવનની વ્યવસ્થિત શરૂઆત થતાં સંગીતનું પ્રથમ જ્ઞાન ક્યારે થયું હશે એ વિશે આપણા પાણિનિ મુનિ તથા આલ્બર્ટ આઈન્સ્ટાઇન કહે છે કે ભાષા પહેલાં સંગીતનો જન્મ થયો હશે એ નિર્વિવાદ છે; પરંતુ સંગીતને પ્રાપ્ત કરવાની ઇચ્છા અને સ્વર ઉત્પન્ન કરવાની શક્તિ પ્રાપ્ત કરવા માટેનું જ્ઞાન માનવીને હજારો વર્ષ બાદ પ્રાપ્ત થયું હશે એમ માની શકાય. આ જ મતને અનુમોદન આપતા ભાષાશાસ્ત્રી જૉન આર્થર અને મનોવિજ્ઞાની ડૉ. ફ્રૉઇડ જણાવે છે કે ભાષાના જન્મ પહેલાં સંગીતના સ્વરોનો

જન્મ થયો હશે. સંભવ છે કે આદિમાનવોએ પશુ, પક્ષીઓ અને કુદરતના વિવિધ ધ્વનિ દ્વારા પ્રથમ એ અવાજોનું અનુકરણ કરવાનું શરૂ કર્યું હશે. એ પછી જેમજેમ એનો બૌદ્ધિક વિકાસ થયો હશે અને એક જગ્યાએ સ્થિર થઈ, સમૂહમાં રહી તે ખેતી અને શસ્ત્રવિદ્યામાં પારંગત બન્યો હશે, તેમતેમ તેની બુદ્ધિએ સંગીતને સમજવાનો પ્રયત્ન કર્યો હશે.

**વિકાસ** : ભારતીય સંગીતનો વિકાસ એટલે ભારતીય પ્રજાની સંસ્કૃતિનો વિકાસ. ભારતીય પરંપરામાં સંસ્કૃતિ અને સંગીત ગાઢ રીતે જોડાયેલાં છે. સંગીતનાં વાદ્યોના નમૂનાઓ હડપ્પા સંસ્કૃતિ જેટલા પ્રાચીન છે. વેદકાલમાં આવીએ છીએ ત્યારે તો સામવેદની રચના થયેલી જોવા મળે છે. આર્યોના ધર્મમાં યજ્ઞ કેન્દ્ર સ્થાને હતો. યજ્ઞમાં સામગાન આવશ્યક ગણાતું, સામગાન કેવી રીતે કરવું, સ્વરોના પદપાઠ કેવી રીતે ઉચ્ચારવા વગેરેની સૂચના સામવેદમાં આપવામાં આવી છે. ઋગ્વેદની ઋચાઓને સામવેદમાં સ્વરબદ્ધ કરવામાં આવેલી છે. ભારતીય સંગીતની ઉત્પત્તિ અને વિકાસની ગતિ દર્શાવતો આ સામવેદ એ સંગીતની જ્ઞાનગંગોત્રી છે. પ્રાચીન ભારતમાં વેદો કંઠસ્થ કરવામાં આવતા અને કંઠસ્થ કરવા માટે પદ્ય રચના જ સુગમ પડે તે સ્વાભાવિક છે. આજે હજારો વર્ષ પછી પણ વેદો આપણને પ્રાપ્ત થઈ શક્યા છે. તેનું મુખ્ય કારણ તેમાં રહેલું ગેય તત્ત્વ છે. આપણા વેદોની ગાન પદ્ધતિ ઘણી ચોક્કસ અને નિશ્ચિત શૈલીમાં હતી. તે પ્રમાણે જો તેનું પઠન થાય તો જ યોગ્ય ભાવ અને અર્થ પ્રગટ થાય. આથી, ઓછામાં ઓછા ત્રણ સ્વરો દ્વારા વૈદિકમંત્રોની રચના કરવામાં આવી. આ માટેના ઊંચા સ્વર તે 'ઉદાત્ત', નીચા સ્વર તે 'અનુદાત્ત' અને વચ્ચેના સ્વર તે 'સ્વરિત' તરીકે ઓળખાય છે.

વેદકાલ પછી અનુવેદકાલ દરમિયાન જે ગ્રંથો લખાયા તેમાંથી સંગીતના પારિભાષિક શબ્દો, વાણીના પ્રકારો તથા સંગીત-નૃત્ય વગેરે વિષયો પરની મહત્ત્વની વીગતો મળે છે.

રામાયણ-મહાભારતના યુગ દરમિયાન ભારતીય સંગીત સામગાનથી આગળ વધ્યું હતું. વેદકાલીન ગાયન પદ્ધતિ માર્ગી અને દેશી બંનેનો આ મહાકાવ્યોના યુગ દરમિયાન સંયોગ થયો હતો. માર્ગી એટલે શુદ્ધ સંગીત. નિયમબદ્ધ સંગીત અથવા ચોક્કસ માર્ગ દ્વારા ગવાતું સંગીત તે માર્ગી સંગીત. એકવાર નક્કી કર્યા બાદ તે સંગીતમાં ફેરફાર માટે અવકાશ નહોતો. દેશી સંગીત એટલે જુદાજુદા દેશના લોકો તેમની રુચિ પ્રમાણે જે લૌકિક સંગીત રજૂ કરતા તે. આ સંગીત પર જુદીજુદી ભાષા, આબોહવા, પ્રજાનો સ્વભાવ, જીવન વગેરેની અસર પડતી.

ઇતિહાસકાલમાં આવીએ છીએ ત્યારે માતંગ મુનિનું બૃહદ્-દેશીય, નારદનું નારદીય શિક્ષા, ભરતમુનિનું નાટ્યશાસ્ત્ર, પંડિત સારંગદેવનું સંગીતરત્નાકર તથા સંગીત પારિજાત વગેરે આપણને ઉપલબ્ધ થાય છે.

**પ્રાચીન ભારતમાં લખાયેલ સંગીત ગ્રંથો** : ભારતીય સંગીતના ઇતિહાસમાં જુદાજુદા યુગ દરમિયાન સંગીતના અનેક ગ્રંથો લખાયા છે. અહીં એ પૈકીના ત્રણનો પરિચય મેળવીશું.

**( 1 ) સંગીત મકરંદ** : નારદ નામના સંગીત શાસ્ત્રના જાણકાર પંડિતે ઈ.સ. 700થી ઈ.સ. 900ની આસપાસમાં 'સંગીત-મકરંદ' નામનો આ ગ્રંથ રચ્યો છે. આ પંડિત વિશે ઐતિહાસિક માહિતી મળતી નથી. આ ગ્રંથમાં જાતિ ગાયન તથા વિવિધ રાગ-રાગિણી આ બંનેનું વિવેચન આપ્યું છે. 'સંગીત મકરંદ'માં દર્શાવેલ રાગોનાં નામો આજના પ્રચલિત રાગોનાં નામો સાથે ઘણું સામ્ય ધરાવે છે. નારદ પંડિતે અહીં સ્વરોના પ્રકાર, તેનું ફળ, જાતિ, વર્ણ, ઉત્પત્તિ સ્થાન, મૂર્છના, તાન, અલંકાર શ્રુતિઓ વગેરે વીગતો દર્શાવી છે. આ ઉપરાંત નીચે દર્શાવ્યા પ્રમાણે સ્વરોના વિભાગો આપેલા છે.

( 1 ) નખજ : વીણાના તાર સાથે નખના ઘર્ષણથી થતા સ્વરો

( 2 ) વાયુજ : વાયુની મદદથી વાદ્ય વગાડતાં ઉત્પન્ન થતા સ્વરો

( 3 ) ચર્મજ : મૃદંગ આદિ ચર્મ વાદ્યોનાં વાદનથી ઉત્પન્ન થતા સ્વરો

( 4 ) લોહજ : કાંસાદિ વાદ્યોમાંથી ઉત્પન્ન થતા સ્વરો

( 5 ) શરીરજ : ગળામાંથી ઉત્પન્ન થતા સ્વરો

સંગીત-મકરંદમાં 19 પ્રકારની વીણા અને 101 પ્રકારના તાલ જણાવ્યા છે. જે આજે આટલાં વર્ષો પછી પણ ઉપયોગી સાબિત થયા છે.

**( 2 ) સંગીત રત્નાકર** : 'સંગીત રત્નાકર'ના કર્તા પંડિત સારંગદેવ દેવગિરિ (દૌલતાબાદ)ના યાદવોના રાજા સિંઘણના રાજ્યમાં થઈ ગયા. તેમના દાદા ભાસ્કર કશ્મીરના મોટા પંડિત હતા અને પિતા સોંઢલ પણ સંસ્કૃતના વિદ્વાન પંડિત હતા. પંડિત સારંગદેવ મધ્યકાલીન યુગના સર્વમાન્ય શાસ્ત્રજ્ઞ ગણાય છે. તેઓ દૌલતાબાદમાં હતા તેથી ઉત્તર ભારત અને દક્ષિણ ભારત બંને પ્રદેશોના સંગીતથી પરિચિત થયા હતા.

સંગીત રત્નાકર વિશે પંડિત વિષ્ણુ નારાયણ ભાતખંડે જણાવે છે કે આ ગ્રંથ સંગીતનો સૌથી વધારે પ્રમાણભૂત ગ્રંથ છે. અત્યારે હિન્દુસ્તાનમાં એવો એક પણ વિદ્વાન નથી કે જે સંગીત રત્નાકરમાં વિસ્તારથી વર્ણવેલા રાગોને સફળતાથી સમજાવી શકે. સંગીત રત્નાકરના સાત અધ્યાયોમાં વિસ્તૃત રીતે જુદાજુદા વિષયની છણાવટ કરેલ છે. આ ગ્રંથને ઉત્તર અને દક્ષિણ હિન્દુસ્તાની સંગીતના વિદ્વાનો માન્ય રાખે છે. સારંગદેવે રાગોના બે વિભાગો પાડ્યા છે : ( 1 ) પૂર્વપ્રસિદ્ધ અને ( 2 ) અધુના પ્રસિદ્ધ. તેમણે સમજાવેલા આ બંને વિભાગના રાગો આજે સમજવા એ એક સંશોધનનો વિષય છે. સંગીતનાં અંગો સંપૂર્ણપણે સમજવા - સમજાવવા માટે આ ગ્રંથ અજોડ ગણાય છે.

**( 3 ) સંગીત પારિજાત** : સોળમી સદીમાં ક્રિયાત્મક સંગીતનો ઘણો વિકાસ થયો તેના પરિપાક રૂપે સત્તરમી સદીમાં ઉત્તર હિન્દુસ્તાની અને દક્ષિણ હિન્દુસ્તાની સંગીતમાં કોઈ પણ સૈકાઓ કરતા વિશેષ સંગીતગ્રંથો લખાયા. તેમાં 'સંગીત પારિજાત' સવિશેષ મહત્ત્વનો છે. ઈ.સ. 1665માં પંડિત અહોબલે ઉત્તર હિન્દુસ્તાની સંગીત પદ્ધતિ માટે આ ગ્રંથ લખ્યો. અહોબલ વિવિધ રાગો વિશે એક અગત્યનું દષ્ટિબિંદુ આપે છે. અને તે એ કે રાગો એકબીજાથી પોતાનું અલગ વ્યક્તિત્વ અને વિશિષ્ટતા ધરાવતા હોય છે. તેમણે રાગની વ્યાખ્યા આપી છે. આ ઉપરાંત અહોબલનું નોંધપાત્ર પ્રદાન એ છે કે તેમણે શુદ્ધ, વિકૃત વગેરે મળીને સ્વરોના 29 પ્રકારો ગણાવ્યા છે.

**ઉત્તર અને દક્ષિણ હિન્દુસ્તાની સંગીત :** પ્રાચીન ભારતના સંગીતવિષયક ગ્રંથો જોતાં આપણે કલ્પી શકીએ કે મધ્યકાલ સુધી સમગ્ર હિન્દુસ્તાનમાં સંગીત એક જ પ્રકારે ગવાતું હશે; પરંતુ રાજકીય ફેરફાર અને ઉત્તર ભારતમાં વારંવારનાં વિદેશી આક્રમણોને લીધે સમગ્ર લલિતકલા ઉપર અસર પડેલી જણાય છે. મુસ્લિમ સત્તાની સ્થાપના બાદ ઉત્તર હિન્દુસ્તાની સંગીત પરંપરા પર ઇસ્લામી સંસ્કૃતિની અસર પડી. જ્યારે, દક્ષિણ હિન્દુસ્તાનમાં ઓછામાં ઓછાં બાહ્ય આક્રમણોને લીધે ત્યાંના સંગીત પર ઓછામાં ઓછી વિદેશી અસર જણાય છે. આને પરિણામે, ભારતીય સંગીતની બે અલગઅલગ સંગીત પદ્ધતિઓ વિકાસ પામી :

(1) ઉત્તર હિન્દુસ્તાની સંગીત પદ્ધતિ

(2) દક્ષિણ હિન્દુસ્તાની અથવા કર્ણાટકી સંગીત પદ્ધતિ

આ બે મહાન પરંપરા આજે કેટલાયે સૈકાઓ પછી પણ હયાત છે. આ બંને પદ્ધતિઓનો મુખ્ય તફાવત તેમનો એકબીજાથી અલગ શુદ્ધ મેળમા (primary scale)માં આ બંને પદ્ધતિઓનો મુખ્ય તફાવત રહેલો છે. એટલું જ નહિ પરંતુ બંનેનાં શુદ્ધ સ્વરોનાં સ્વરાન્તરો પણ જુદાં છે. ઉત્તર હિન્દુસ્તાનમાં ધ્રુપદ, ધમાર, ખ્યાલ, ઠુમરી, તરાના, ટપ્પા વગેરે ગીત પ્રકારો છે. જ્યારે દક્ષિણ હિન્દુસ્તાની સંગીતમાં પલ્લવી, પદ, કીર્તન, વર્ણય વગેરે પ્રકારો છે.

ઉત્તર હિન્દુસ્તાની સંગીત પદ્ધતિનો શુદ્ધ સ્વરોનો થાટ બિલાવલ છે. જ્યારે દક્ષિણ હિન્દુસ્તાની સંગીત પદ્ધતિનો શુદ્ધ સ્વરોનો થાટ કનકાંગી મેળ છે. બંને પદ્ધતિઓના શુદ્ધ સ્વરની ઊંચાઈમાં પણ તફાવત છે. ઉત્તરમાં સ્વરની સૌથી નીચી અવસ્થાને મન્દ્ર સ્વર કહેવાય છે. જ્યારે દક્ષિણમાં સ્વરની સૌથી નીચી અવસ્થાને શુદ્ધ સ્વર કહેવાય છે. બંને પદ્ધતિઓમાં એકસરખા સ્વરોવાળા રાગો પણ છે; પરંતુ નામો જુદાં છે. જોકે બંનેની ગાયન શૈલીમાં તફાવત છે. ઉત્તર હિન્દુસ્તાની પદ્ધતિમાં રાગોને તેનાં સમય અને ઋતુ પ્રમાણે ગાવા-ગવડાવાની માન્યતા છે, જ્યારે દક્ષિણ હિન્દમાં રાગો માટે સમયનું બંધન નથી.

સાધારણ રીતે ઉત્તર હિન્દુસ્તાની અને દક્ષિણ હિન્દુસ્તાની સંગીતપદ્ધતિ વધારે વિકસિત અને વ્યવસ્થિત સ્થિતિમાં છે.

**સંગીતકારો :** ભારતીય સંગીતની પ્રાચીન પરંપરામાં જુદાજુદા સમયગાળા દરમિયાન અનેક ગાયક, વાદક થઈ ગયા. મધ્યકાલમાં જે ઉત્તમ ગાયકો અને વાદકો થઈ ગયા તેમાં અલ્લાઉદ્દીન ખલજીના દરબારના પંડિત ગોપાલ નાયકનું નામ પ્રથમ આવે છે. તેઓ ગાયન-વાદનના નિષ્ણાત કલાકાર અને સમર્થ વિદ્વાન હતા. આજની ધ્રુપદ ગાયકીમાં ગોપાલ નાયક નિષ્ણાત હતા. અલ્લાઉદ્દીનના દરબારમાં સર્વતોમુખી પ્રતિભા ધરાવનાર નોંધપાત્ર રત્ન તે અમીર ખુશરો હતા. વીણા ઉપરથી સિતાર અને મૃદંગ ઉપરથી તબલાનો પ્રકાર બનાવવાનો યશ અમીર ખુશરોને ફાળે જાય છે. તેમણે હિન્દુસ્તાની સંગીતમાં ઝિલફ, સાજગિરિ, સરપરદા, યમન વગેરે જેવા કેટલાક નવા

તેઓ દાખલ કર્યા. તેમણે નવીન રાગો સાથે નવીન તાલો પણ રચ્યાં છે. આ ઉપરાંત, તેમણે કવ્વાલી, તરાનાની ગાનપદ્ધતિ પણ દાખલ કરી. કવિ અને સંગીતકારની પ્રતિભા ધરાવતા અમીર ખુશરો ભારતીય સંગીતનું એક અણમોલ રત્ન હતા. સંગીત અને શાયરીના ક્ષેત્રમાં તેમણે કરેલા પ્રદાનને કારણે ભારતીય ઈતિહાસમાં તેઓ 'તુતી-એ-હિંદ' (હિન્દના પોપટ) તરીકે પ્રખ્યાત થયા છે. આ પછી ગ્વાલિયરના રાજા માનસિંહે 15મી સદીમાં ધ્રુપદ ગાયનપદ્ધતિનો અને તેના શિક્ષણનો ઘણો પ્રચાર કર્યો હતો. તેમની ગુજરાતી પત્ની મૃગનયની ઉપરથી ચાર રાગોની રચના કરી હતી. અને તેના માર્ગદર્શન પ્રમાણે 'રાગ-દર્પણ' નામનો ગ્રંથ રચ્યો હતો.

'પંદરમી-સોળમી સદી દરમિયાન સમગ્ર હિન્દુસ્તાનમાં ભક્તિ આંદોલનનું મોજું ફરી વળ્યું. સંગીત અસરકારક સાબિત થયું. કબીર, તુલસીદાસ, ચૈતન્ય, મીરાં, નરસિંહ વગેરેનાં કીર્તનોથી મંદિરો ને ગલીઓ ગુંજી ઊઠ્યાં હતાં. પંદરમી સદીનું એક ઉલ્લેખનીય નામ તે બાબા હરિદાસનું છે. તેમનું સંગીત દિવ્ય હતું. વાતાવરણમાં દિવ્યતા પ્રગટાવવાની તેમની સ્વરશક્તિ અને શબ્દશક્તિ ગજબની હતી. સંગીતકાર બૈજનાથ (બૈજુબાવરા) અને તાનસેન તેમના પરમ શિષ્ય હતા. એકવાર અકબર બાદશાહે તાનસેન સાથે જઈ છૂપી રીતે સ્વામીજીનું સંગીત સાંભળ્યું અને તાનસેનને કહ્યું : 'તમારા સ્વામીજીના સંગીતમાં જે પ્રભાવ અને અસર છે તે અસર તમારા સંગીતમાં કેમ નથી ?' તાનસેને વિનમ્રતાથી કહ્યું, 'જેના તાબામાં દિલ્હીનો ટુકડો રહેલો છે એવા જહાંપનાહનું મનોરંજન કરવા હું ગાઉં છું. જ્યારે સ્વામીજી બાદશાહના બાદશાહ પરવરદિગારને રાજી રાખવા ગાય છે. તેથી અમારા બંનેની ઉપાસનામાં ભેદ છે.' મુઘલકાલનું અણમોલ સંગીતરત્ન બૈજનાથ તે ચાંપાનેરનો નાગર હતો. તેઓ 'બૈજુબાવરા' તરીકે વિશેષ જાણીતા છે. બૈજુના સંગીતથી પ્રભાવિત થઈ મુઘલ બાદશાહ હુમાયું તેને માંડુથી દિલ્લી લઈ આવ્યા હતા. બૈજુએ 'રાગસાગર' નામનો કાવ્ય પ્રકાર રચ્યો હતો, જેમાં જુદાજુદા રાગોનાં નામો, તે રાગોની સ્વરરચના સાથે એવી રીતે ગોઠવેલાં કે જેમાંથી અનન્ય અર્થભાવ પ્રગટ થાય છે. જીવનનાં છેલ્લાં વર્ષો દરમિયાન તેઓએ દરબારી આશ્રયથી કંટાળીને ગુજરાતમાં ચાંપાનેરના મહાકાલીના મંદિરમાં જ વસવાટ કર્યો હોવાનું કહેવાય છે. સ્વામી હરિદાસના અન્ય એક શિષ્ય તે સંગીત સમ્રાટ તાનમિશ્ર જેઓ તાનસેન તરીકે પ્રસિદ્ધ થયા હતા. તેઓ સમ્રાટ અકબરના દરબારના મહાન સંગીતકાર હતા. અબુલફઝલ નામના તવારીખકાર નોંધે છે કે 'તાનસેન જેવો ગાયક હિન્દુસ્તાની સંગીતના ઈતિહાસમાં છેલ્લાં એક હજાર વર્ષોમાં થયો નથી'. તાનસેનના જીવનની આસપાસ ઘણી દંતકથાઓ વણાઈ ગઈ છે. કહેવાય છે કે તાનસેન દીપક રાગ છેડતા અને ઘીની દીવીઓ સ્વયં પ્રજ્જવલિત થતી. એકવાર અકબર બાદશાહના આગ્રહથી દીપક રાગ ગાયા પછી તેમના રોમેરોમમાં દાહ પ્રગટ થયો. આ દાહને શાંત પાડવા તેઓ વડનગર આવ્યા હતા. અને કહેવાય છે કે વડનગરની નાગર કન્યાઓ તાના અને રીરીએ મલ્હાર રાગ ગાઈને તેમનો દાહ શાંત પાડ્યો હતો.

પંદરમીથી અઢારમી સદી સુધીનો મધ્યકાળ કર્ણાટકી સંગીતનો સુવર્ણકાળ લેખાય છે. દક્ષિણનું સંગીત એ દ્રવિડોએ કરેલી માવજતનું ફળ છે. 15મી સદીના પુરન્દરદાસ આજના કર્ણાટકી સંગીતના જનક ગણાય છે. આચાર્ય ત્યાગરાજના કલ્પનાસ્વરો, દેશાદિ તાલનો પ્રથમ પ્રયોગ, સ્વરમાધુર્ય વગેરે ભાવપ્રધાન રચનાઓ જોતાં એમને 'સર્વોત્તમ ભારતીય સંગીતકાર' કહી શકાય. મુથ્થુસ્વામી દીક્ષિતાર એ પ્રાચીનશાસ્ત્ર અને મધ્યકાલીન સંગીતના કડીરૂપ લેખાય છે. તો શ્યામશાસ્ત્રી અરવર્ણ સંયોગની કલા માટે ઉલ્લેખનીય છે. દક્ષિણ ભારતનું નોંધપાત્ર વાજિંત્ર તે વીણા છે. તેને પ્રચલિત કરનાર સંગીતસુધાકાર રઘુનાથે દક્ષિણના સંગીતમાં કેટલાય નવા રાગો ઉમેર્યા હતા.

વીસમી સદીમાં જે રાષ્ટ્રીય ભાવનાનો જુવાળ પ્રગટ્યો એમાં સંગીતને પણ રાષ્ટ્રીય રંગ લાગ્યો. રાષ્ટ્રીય ગીતો પ્રજાને કંઠે ચડ્યાં. આઝાદીની ચળવળ દરમિયાન રાષ્ટ્રીય ગીતોનું સ્વરનિયોજન સ્વ. પંડિત વિષ્ણુ દિગંબર જેવા શાસ્ત્રીય સંગીતના જ્ઞાતાઓ રસપૂર્વક કરતા. આ જ્ઞાતાઓમાં પંડિત વિષ્ણુનારાયણ ભાતખંડેનું નામ નોંધપાત્ર છે. સંગીત સંશોધનને વેગ આપવા સમગ્ર ભારતની યાત્રા તેમણે કરી, શિષ્ય ભાવે વિદ્યા પ્રાપ્ત કરી. સંગીતના અભ્યાસુઓ માટે તેમણે સંગીતના અનેક ગ્રંથો લખ્યા. સંગીતની સ્વરલિપિને સરળ બનાવી તેનો સમાજમાં પ્રચાર કરવામાં પં. ભાતખંડેનો સૌથી વિશેષ ફાળો છે. આવું જ બીજું નોંધપાત્ર નામ તે સ્વ. પંડિત વિષ્ણુ દિગંબર પલુસ્કરનું છે. સમાજમાં સંગીતવિદ્યાને ગૌરવભર્યું સ્થાન અપાવવા અને સંસ્કારી કુટુંબોમાં સંગીતનો પ્રસાર કરાવવામાં તેમણે ભારે જહેમત ઉઠાવી હતી. સંગીતનું પદ્ધતિસરનું શિક્ષણ આપવા તેમણે ઔરંગાબાદમાં સંગીતવિદ્યાલયની સ્થાપના કરી અને ગાંધર્વ મહાવિદ્યાલયની શાખાઓ દ્વારા તેમના શિષ્યોએ પણ સંગીતના પ્રસારને વેગ આપ્યો. તેમના પ્રયત્નોથી શાળાઓમાં સંગીતને સ્થાન અપાયું. સમાજે કલાકારો અને સંગીત શિક્ષકોને જે પ્રતિષ્ઠા આપી તે બધાનો યશ પંડિત વિષ્ણુ દિગંબર પલુસ્કરને ફાળે જાય છે.

સ્વ. પંડિત નારાયણ મોરેશ્વર ખરે પં. વિષ્ણુ દિગંબરજીના શિષ્ય હતા. સાબરમતી આશ્રમ માટે ગાંધીજીએ સંગીત શિક્ષકની માગણી કરતા પં. વિષ્ણુ દિગંબરજીએ ખરેજી જેવા સાત્ત્વિક શિક્ષકની પસંદગી કરી. ઈ.સ. 1918થી 1928 સુધી ખરેજીએ આશ્રમના સંગીતના વિકાસ માટે ભગીરથ પ્રયત્નો કર્યા. ભજનો, પ્રાર્થનાઓ, રાષ્ટ્રગીતોના સંગ્રહ સાથેનું તેમનું 'આશ્રમ ભજનાવલી'નું પ્રકાશન સમગ્ર દેશમાં આવકારદાયક બન્યું છે. ગુજરાતમાં ગાંધર્વ મહાવિદ્યાલયની સ્થાપના અને સંગીતી પરીક્ષાઓ દ્વારા સંગીત પ્રસારનું મહત્ત્વનું કાર્ય ખરે સાહેબે કર્યું છે.

ભારતના ઉત્તમ કોટીના ગાયકોમાં ઉત્સાદ ફૈયાઝખાનનું નામ તો કેમ ભૂલી શકાય ? તેમની ગાયકીમાં મધ્યકાલીન ધ્રુપદ, ધમાર અને અર્વાચીન ખ્યાલ-ઠુમરીનો સુંદર સમન્વય થયો હતો. 1912માં વડોદરાના મહારાજા સયાજીરાવે ઉસ્તાદ ફૈયાઝખાનની ગાયકીથી પ્રસન્ન થઈ તેમની રાજ્ય ગાયક તરીકે નિમણૂક કરી હતી ખાંસાહેબ વિશે એમ કહેવાય છે કે તેમના શક્તિશાળી અવાજથી તે માઇક વિના મંદ સ્વરે પણ ગાય તો એક હજાર પ્રેક્ષકો તેમના નીચામાં નીચા સ્વરને સહેલાઈથી સાંભળી શકતા.

ભારતીય સંગીતનું પ્રથમ પંક્તિનું એક નોંધપાત્ર ગુજરાતી નામ તે પંડિત ઓમકારનાથ ઠાકુરનું છે. તેમનો કસાયેલો અવાજ, મધુર સૂરિલો કંઠ, મોહક વ્યક્તિત્વ, રાગને સૂક્ષ્મમાં સૂક્ષ્મ રીતે રજૂ કરવાની આવડત અને રાગોનાં ચિત્રો ખડાં કરવાની સંગીત શક્તિ અદ્વિતીય હતી. ઓમકારનાથજીએ દેશપરદેશમાં યાત્રાઓ કરી જગતને ભારતીય સંગીતનું ઘેલું લગાડ્યું હતું. અસાધારણ વક્તૃત્વ શક્તિ વડે તેમણે ભારતના સંગીતકારોની હરોળમાં આગવું સ્થાન પ્રાપ્ત કર્યું હતું.

સંગીતની આપણી ઊજળી પરંપરા આજે પણ જળવાઈ રહી છે. સિતારવાદનમાં પંડિત રવિશંકર અને નિખિલ બેનરજી, બંસરી વાદનમાં સ્વ. પન્નાલાલ ઘોષ અને પંડિત હરિપ્રસાદ ચોરસિયા, શહનાઈવાદનમાં બિસ્મિલ્લાખાન, તબલાવાદનમાં શ્રી કિશન મહારાજ, અલ્લારખાં અને ઝાકિરહુસેન, સંતુરમાં પંડિત શિવકુમાર શર્મા તથા સરોદવાદનમાં અમજદઅલીખાં વગેરે અનેક વાદ્યકારોએ ભારતીય સંગીતની વિજય પતાકા દેશ-વિદેશમાં લહેરાવી છે. આજે ભારતની યુવા પેઢી પણ શાસ્ત્રીય સંગીત પ્રત્યે આકર્ષાઈ હોવાથી એમ કહી શકાય કે ભારતીય સંગીતની વસંત ખીલવાને હવે વાર નથી.

**હિન્દુસ્તાની વાદ્યો :** ભારતીય સંગીતમાં વાદ્યના મુખ્ય ચાર પ્રકાર પાડવામાં આવ્યા છે : ( 1 ) તંતુ વાદ્ય ( 2 ) અવનધ્ધ ( 3 ) સુષિર ( 4 ) ઘન.

( 1 )તંતુ વાદ્યો વિશે એમ કહી શકાય કે જેમાં સ્વરની ઉત્પત્તિ તાર દ્વારા થાય છે તેમજ જેને આંગળી, નખલી અથવા કોણ વડે વગાડવામાં આવે તે તંતુ વાદ્યો કહેવાય. જેને તત વાદ્યો પણ કહે છે. તેમાં તંબૂર, વીણા, સિતાર, સરોદ, એકતારો વગેરેનો સમાવેશ થાય છે.

( 2 ) અવનધ્ધ એટલે ચામડાની, સૂતરની કે ધાતુના તારની દોરીથી તાણીને બાંધેલું વાદ્ય. આ પ્રકારનાં વાદ્યોમાં મૃદંગ, પખવાજ, તબલાં, ઢોલ, નગારું વગેરેનો સમાવેશ થાય છે. આ વાદ્યો તાલપ્રધાન છે.

( 3 ) સુષિર વાદ્ય એટલે વાયુ અથવા ફૂંક મારીને વગાડવાનાં વાદ્યો. આ વાદ્યોમાં શંખ વાંસળી, વેણુ, શહનાઈ, હાર્મોનિયમ, ભૂંગળ અને રણશિંગું વગેરેનો સમાવેશ થાય છે.

( 4 ) ઘનવાદ્ય એટલે ધાતુનું બનેલું વાદ્ય. જેમાંથી સ્વરનો રણકો પેદા થઈ શકે. આ પ્રકારનાં વાદ્યોમાં મંજીરાં, ઝાલર, ઘંટ, ઘંટડી, ઘૂઘરા વગેરેનો સમાવેશ થાય છે.

ભારતીય સંગીતને સ્વરબદ્ધ અને તાલબદ્ધ રાખવામાં આ વાજિંત્રોનો ફાળો નોંધપાત્ર છે.

**નૃત્યકલા :** લલિત કલાના કુટુંબમાં નૃત્ય એ રૂપપ્રદ કલા છે. જેનું ધ્યેય પ્રકૃતિ અને સંસારનું અભિનય દ્વારા અનુકરણ કરી લોકોને આનંદ આપવાનું છે. બીજા શબ્દોમાં કહીએ તો તાલ અને લય સાથે સૌંદર્યની અનુભૂતિ કરાવવાનું છે. ભારતીય પરંપરામાં કલાઓના વિકાસમાં જેમ શિલ્પ અને સ્થાપત્યનો વિકાસ સાથેસાથે થયો છે તેમ સંગીત અને નૃત્ય કલાનો વિકાસ પણ સાથેસાથે થયો છે.

ભારતમાં નૃત્યની વિવિધ શૈલીઓ પ્રચારમાં આવી તે પહેલાં નાટ્યશાસ્ત્ર અને અભિનવ દર્પણમાં જણાવ્યા પ્રમાણે ભારતભરમાં એકસરખું નૃત્ય પ્રયોજાતું હતું. નૃત્યના દેવાધિદેવ મહાદેવ તે 'નટરાજ' કહેવાય છે. મહાદેવના અર્ધાંગિની પાર્વતી સુંદર હતાં. તે હિમાલયની પુત્રી હતાં. પૃથ્વી પરના લોકોને શીખવવા નૃત્યને સ્વર્ગમાંથી નીચે લાવનાર તે પ્રથમ હતાં.

**નૃત્યની ઉત્પત્તિ :** પ્રાચીન ભારતમાં નૃત્ય એ નાટ્યનું અંગ જ મનાતું હતું. નાટ્યમાં જે જુદાજુદા પ્રકારના અભિનય બતાવ્યા છે તે નૃત્યને પણ લાગુ પાડી શકાય છે. ભરતમુનિના નાટ્યશાસ્ત્રમાં જણાવ્યા પ્રમાણે બ્રહ્માએ નાટ્યવેદનું જ્ઞાન ભરતને આપ્યું. ભરતે તે જ્ઞાન પોતાના શિષ્યોને આપ્યું. એમ કહેવાય છે કે ભરતે ગંધર્વો અને અપ્સરાઓના સમૂહ સાથે શિવની સમક્ષ નૃત્ય પ્રયોજ્યું. પછી શિવને પોતે યોજેલો તાંડવ નૃત્યપ્રયોગ યાદ આવતાં પોતાના ગણસમૂહના અગ્રણી તણ્ડુ દ્વારા ભરતમુનિને તે કળામાં શિક્ષણ અપાવ્યું. નૃત્ય શીખી લીધા બાદ તે નૃત્ય મૃત્યુલોકના માનવીઓને શીખવવામાં આવ્યું. પાર્વતીએ બાણની પુત્રી ઉષાને લાસ્ય શીખવ્યું. તેણે દ્વારકાની ગોપીઓને શીખવ્યું. આમ, ઉત્સવો અને પર્વોમાં નૃત્યના પ્રયોગો થવા લાગ્યા.

નૃત્યમાં અભિનય માટે શરીરનાં વિવિધ અંગોનો ઉપયોગ થાય છે. ભાવોને વ્યક્ત કરવા મુખારવિંદ ઉપયોગમાં લેવાય છે. હાથ વડે કરવામાં આવતા અભિનયને મુદ્રાઓ કહે છે. સંગીત એ નૃત્યનો પ્રાણ છે અને તાલ તથા લય વિના નૃત્ય સંભવી શકે નહિ. દરેક નૃત્ય શૈલીને તેનાં વાદ્યો અને લયપદ્ધતિ અલગઅલગ હોય છે.

**નૃત્યશૈલીના પ્રકારો :** પ્રાચીન ભારતમાં શાસ્ત્રીય નૃત્યના જે વિવિધ પ્રકારોનો વિકાસ થયો તેમાં ભરતનાટ્યમ્, કૂચીપુડી, કથકલી, કથક અને મણિપુરી નૃત્ય એવા ચાર મુખ્ય પ્રકારો વિકસ્યા.

**(1)ભરતનાટ્યમ્ :** તમિલનાડુનો 'તાંજોર' જિલ્લો આ નૃત્યશૈલીનું મુખ્ય પિયર મનાય છે. અત્યારની પ્રચલિત નૃત્યશૈલીઓમાં તેને પ્રાચીનતમ ગણવામાં આવે છે. ભરતમુનિ રચિત 'નાટ્યશાસ્ત્ર' અને નન્દિકેશ્વર રચિત 'અભિયન દર્પણ' એ બે ગ્રંથો ભરતનાટ્યમ્નો આધાર છે. આ નૃત્યના વિકાસમાં કર્ણાટકી સંગીતના વિખ્યાત ગુરુ પંડિત 'વેંકટમખ્ખી'એ નોંધપાત્ર પ્રદાન કર્યું છે. તેમણે આ નૃત્યને શાસ્ત્રીય સ્વરૂપ આપ્યું. શરૂઆતમાં આ નૃત્ય 'ભાગવતમેલા' નામે ઓળખાતું. તેમાં એક કરતાં વધારે પાત્રો નૃત્ય કરતાં હતાં. એ સમયે તાંજોરના દરબારમાં નટ્ટુવનાર સુબ્બારાવ નામના પંડિત થઈ ગયા. તેમના ચાર પુત્રોએ આ શાસ્ત્રીય સ્વરૂપનો ખૂબ પ્રચાર કર્યો. આથી ભરતનાટ્યમ્ના આચાર્યો 'નટ્ટુવનાર' તરીકે ઓળખાય છે.

ભરતનાટ્યમ્ શૈલીની શરૂઆતમાં સામાન્ય રીતે એક જ નર્તિકા નૃત્ય કરે છે. તેનાં પદો શુદ્ધ પ્રેમભક્તિનાં હોય છે. નર્તિકા ભક્ત છે અને નટરાજ તેનો પ્રિયતમ છે. તાલ અને મૃદંગના લયબદ્ધ સ્વરોથી શરૂ કરીને તે અનુક્રમે અલારિપુ, જતિસ્વરમ્, શબ્દમ્, વર્ણમ્, પદમ્, તિલ્લાના અને શ્લોકમ્ સુધી પહોંચે છે. સંગીત અને શિલ્પની ભંગિઓ તથા લય અને આધ્યાત્મિક જ્ઞાનના સમન્વયરૂપ 'વર્ણમ્'માં કલાકારના અભિનયની

પરાકાષ્ઠા જોવા મળે છે. ભરતનાટ્યમ્‌નો અંતિમ નૃત્ય ભાગ તે 'શ્લોકમ્' છે. એમાં ભગવાન શિવની સ્તુતિ કરીને નૃત્યને પૂરું કરવામાં આવે છે.

ચિદમ્બરમ્ અને તાંજોરનાં મંદિરોમાં જે શિલ્પો કંડારાયાં છે તેમાં આ નૃત્યની અંગભંગિ જોવા મળે છે. આ નૃત્યની કેળવણી પૂર્ણ કર્યા બાદ નર્તકી કે નર્તક આ નૃત્યના વિશારદો સમક્ષ જે કાર્યક્રમ આપે છે તે 'આરંગેત્રલ'ના નામે ઓળખાય છે.

**ખ્યાતનામ નૃત્યકારો :** ભરતનાટ્યમ્‌ના સિદ્ધહસ્ત કલાકારોમાં બાલા સરસ્વતી, રુકિમણી દેવી, રામગોપાલ, મૃણાલિની સારાભાઈ, મલ્લિકા સારાભાઈ, રીટા ચેટરજી, ચંદ્રલેખા, રોશન વજીફદાર, વૈજયન્તીમાલા અને હેમામાલિની વગેરે મુખ્ય છે.

**કૂચીપુડી :** કૂચીપુડી નૃત્યનો પ્રકાર આન્ધ્રમાં ખૂબ પ્રચલિત છે. તેને 'અટ્ટભાગવતમ્' પણ કહેવામાં આવે છે. ભાગવત મેલાની જેમ આ નૃત્ય પદ્ધતિમાં પણ નૃત્ય અને ગીતનો આધાર ભાગવત પુરાણમાંથી લેવામાં આવે છે. આ નૃત્ય પ્રકારમાં નૃત્ત અને નૃત્યનો સંતુલિત મેળ સાધવામાં આવ્યો છે. આ નૃત્યમાં નર્તકો ગાય છે. 'કૂચીપુડી' એ ભરતનાટ્યમ્‌ને મળતો નૃત્ય પ્રકાર છે.

**ખ્યાતનામ નૃત્યકારો :** કૂચીપુડી નૃત્યના ખ્યાતનામ ગુરુઓમાં ગુરુ વેમ્પટ્ટીચોન્ના સત્યમ્, ગુરુ પ્રહ્લાદ શર્મા, ગુરુ સી.આર. આચાર્યલૂ વગેરે મુખ્ય છે. આ નૃત્યના જાણીતા નર્તકોમાં રાધા રાજા રેડ્ડી, શોભા નાયડુ અને શ્રીમતી સ્મિતા શાસ્ત્રીનાં નામો નોંધપાત્ર છે.

**કથકલી :** ભારતની બધી નૃત્ય શૈલીઓમાં રંગબેરંગી અને મનોહર વેશભૂષા અને ઝમકદાર રજૂઆત માટે કથકલી શૈલી જાણીતી છે. કથકલી શબ્દ કથા સાથે સંકળાયેલો છે. કથકલીનું ધામ કેરળ છે. આ નૃત્યનાં પાત્રો સુંદર ઘેરદાર કપડાં પહેરે છે, મોટા કલાત્મક મુકુટ ધારણ કરે છે અને મુખાકૃતિને પાત્રાનુસાર સજાવવામાં આવે છે. આ સજાવટ પાછળ કલાકો જતા રહે છે.

કથકલીની કથાવસ્તુમાં મોટા ભાગે દેવ-દાનવનું યુદ્ધ પણ બતાવાય છે. નળ અને દમયંતીની કથાને પણ આ નૃત્યમાં મહત્ત્વનું સ્થાન અપાયું છે. જટાયુ વધ, રામ-રાવણ યુદ્ધ કથકલીના કલાકારોનું અત્યંત લોકપ્રિય નૃત્ય છે. રાવણ-મંદોદરીનો સંવાદ પણ એટલો જ લોકપ્રિય છે. વાચિક, આંગિક અને આહાર્ય (ભાવપ્રદર્શન) અભિનય તેની રજૂઆતમાં મહત્ત્વનો ભાગ ભજવે છે. મુખ્ય પાત્રની વેશભૂષા એટલી આકર્ષક હોય છે કે તેનો પ્રવેશ થતાં જ પ્રેક્ષકો પ્રસન્ન થઈ જાય છે.

આ નૃત્યની તાલીમ ખૂબ કપરી હોય છે. વહેલીસવારે 3-4 વાગે તાલીમ શરૂ થાય છે. શરીરનું એકેએક અંગ વાળવાની તાલીમ અપાય છે.

**ખ્યાતનામ નૃત્યકારો :** આધુનિક ભારતમાં કથકલીને જીવતું રાખવાનું માન મહાકવિ 'વલ્લાથોલ'ને મળે છે. તેમણે કથકલીને પ્રચલિત કરવા 1930માં 'કેરળ કલામંડળ'ની સ્થાપના કરી હતી. ભારતમાં અને વિશ્વમાં આ શૈલીનો પ્રચાર કરવામાં રાગિણીદેવી અને ગોપીનાથનું નામ નોંધપાત્ર છે. આ ઉપરાંત અન્ય કલાકારોમાં ઉદયશંકર, રામગોપાલ, શાંતારાવ અને ચાતુની પાનીકરનો ફાળો ઘણો મોટો છે.

**કથક :** ભારતના નૃત્ય પ્રકારોમાં ભરતનાટ્યમ્‌ની સાથે બીજો લોકપ્રિય નૃત્ય પ્રકાર તે કથક. કથકના નામમાં કથા રહેલી છે. 'કથન કરે સો કથક કહાવે' એ ઉક્તિ કથક નૃત્યના વિકાસમાં સતત જોડાયેલી રહી છે. કથાનું તત્ત્વ એ આ નૃત્યનું હાર્દ છે.

કથકમાં મોટેભાગે રાધા અને કૃષ્ણના મિલન અને વિરહની કથા હોય છે. કૃષ્ણના જીવન પ્રસંગોને સાંકળી લઈ આ નૃત્ય પ્રકાર વિકસ્યો છે. વૈષ્ણવ સંપ્રદાયની શૃંગારી ભક્તિ સાથે તેનો વિકાસ થયેલો જોવા મળે છે. કથક નૃત્યની આખી બાંધણી નૃત્યનાં પગલાં ઉપર છે. અભિનય કરતાં પણ તાલ અને લય કથકમાં વિશેષ સ્થાન ધરાવે છે. 10મા 11મા સૈકા સુધી આ નૃત્યશૈલી બહુ પ્રકાશમાં આવી ન હતી, પરંતુ મુઘલકાલ દરમિયાન તેને મુઘલસમ્રાટોએ અને રાજપૂત રાજવીઓએ રાજ્યાશ્રય આપ્યો હતો.

કથક નૃત્યશૈલીને પુનર્જીવિત કરવાનો યશ લખનૌના નવાબ 'વાજીદલીશાહ'ને મળે છે. તેમણે લખનૌ ઘરાનાની સ્થાપના કરી તે પ્રદેશમાં જે ગુરુઓ થયા તેમણે આ કલાને ટકાવી રાખી. આ ઉપરાંત, કથક નૃત્યશૈલીમાં 'જયપુર ઘરાના' અને 'બનારસ ઘરાના' પણ જાણીતાં કેન્દ્રો હતાં.

આ નૃત્ય કરવામાં આવે છે ત્યારે 'નૃત્ત'ને જ મહત્ત્વ આપવામાં આવે છે. નૃત્યની ગતિ થાટ, તોડા, ટુકડા, સલામી, પલટા, ચકરી વગેરે વિભાગમાં વહેંચવામાં આવે છે. આ નૃત્યના શૃંગારી ભાવો ઠુમરી, દાદરા અને ગઝલમાં વ્યક્ત થાય છે.

**ખ્યાતનામ નૃત્યકારો :** આ નૃત્યને મુઘલ દરબારમાંથી બહાર લાવી પ્રજા સુધી પહોંચાડવામાં મુખ્યત્વે મેનકાદેવી, લચ્છુમહારાજ, અચ્છન મહારાજ તથા બિરજુમહારાજનો ફાળો નોંધપાત્ર છે.

આજે કથક નૃત્યના જાણીતા કલાકારોમાં સિતારાદેવી, ગોપીકૃષ્ણ, કુમુદિની લાખિયા, દયમંતી જોષી, રોશનઆરા, સોહનલાલ અને દક્ષા શેઠ વગેરે મુખ્ય છે.

**મણિપુરી નૃત્ય :** ભારતની શિષ્ટ નૃત્યશૈલીમાં વેશભૂષા, રજૂઆત, ભાવ અને તાલની દૃષ્ટિએ મણિપુરી નૃત્ય આગવું વ્યક્તિત્વ ધરાવે છે. નર્તનની કુમાશ, કમનીયતા અને ગતિલાલિત્ય જોવું હોય તો મણિપુરીમાં જોઈ શકાય. ભારતને પૂર્વ ખૂણે અસમ પાસે આવેલ મણિપુરમાં આ સુંદર નૃત્ય પરંપરા સચવાઈ રહી છે. એથી જ દંતકથા કહે છે કે શિવે પાર્વતી દ્વારા લાસ્ય વ્યક્ત કરાવવા મણિપુર પસંદ કર્યું હતું.

મણિપુરી નૃત્યમાં વૈષ્ણવ સંપ્રદાય અને કૃષ્ણલીલાનું મહત્ત્વ વધુ છે. અહીં કુદરતી સૌંદર્યના આ પ્રદેશમાં અર્જુન ચિત્રાંગદાને પરણ્યો હતો. એમ કહેવાય છે કે અહીંના 'ખમ્બા' અને 'થાઈબી' નામનાં સ્ત્રી અને પુરુષ એકબીજાંનાં પ્રેમમાં પડ્યાં. અને તેઓને ઘણી મુશ્કેલી પડી. છેવટે, તેઓનો પ્રેમ સફળ થયો. મણિપુરના લોકો તેમને યાદ કરે છે. કારણ કે, આ બંને સંગીતના જાણકાર હતા. તેમણે કરેલું નૃત્ય 'લાઈ-હેરોબા' તરીકે ઓળખાય છે. 'લાઈ' એટલે દેવ અને 'હેરોબા' એટલે નૃત્ય. દેવોના ઉત્સવો વખતે આ નૃત્ય રજૂ થતું.

આ નૃત્યની રજૂઆતમાં એક કરતાં વધારે નૃત્યકારોની જરૂર પડે છે. રજૂઆત શાસ્ત્રીય રીતે થાય છે. અભિનય કરતી વખતે બંને હાથને માથાથી ઉપર લઈ જવાતા

નથી અને કેડની નીચે પણ લઈ જવાતા નથી. શરીરનાં ભિન્નભિન્ન અંગોના સંતુલિત અભિનય દ્વારા આ નૃત્યનો કલાકાર એક આધ્યાત્મિક વાતાવરણ સર્જે છે. આ નૃત્યમાં લાસ્ય અને તાંડવનો સમન્વય થયેલો જોવા મળે છે. આ નૃત્ય પ્રમાણમાં ઘણા ધીમા લયમાં રજૂ થતું હોય છે.

મણિપુરી નૃત્યની વેશભૂષામાં એ પ્રદેશનું આગવું સ્વરૂપ વ્યક્ત થયું છે. ઘેરદાર લીલા રંગના ચણિયાને 'કુમિન' કહે છે. રેશમનો કબજો અને આભલાં ભરેલા લંબચોરસ ખાઓન પહેરવેશમાં તે ખૂબ શોભે છે. કેડે બાંધવાના પટ્ટાને 'ક્વાંગોઈ' કહે છે.

**ખ્યાતનામ નૃત્યકારો :** આ કલાને જીવંત રાખવામાં નૃત્ય ગુરુ શ્રી બિપિન સિંહાનું નામ નોંધપાત્ર છે. જાણીતા કલાકારોમાં ગુજરાતની ઝવેરી બહેનો - નયના, રંજના અને સુવર્ણા તેમજ પોરબંદરનાં સવિતા મહેતા ઉલ્લેખનીય છે.

ભારતની પ્રચલિત મુખ્ય નૃત્ય શૈલીઓમાં મણિપુરી નર્તનશૈલી એક એવી શૈલી છે કે જેણે પોતાની ધાર્મિક પરંપરા જાળવી રાખી છે. એની તાલીમ અન્ય શૈલીઓ જેટલી સરળ નથી.

આ મુખ્ય પ્રકારો ઉપરાંત ઓરિસ્સાનો 'ઓડિસી' નૃત્ય પ્રકાર આજે પણ ઓરિસ્સાનાં મંદિરોમાં રજૂ થાય છે. તેના ઉપર કૂચીપુડી નર્તનની ભારે અસર છે. કેરળમાં કુડિઆટ્ટમ, કથકલીને મળતો પ્રકાર છે. તો મોહિની આટ્ટમ કથકલિ અને ભરતનાટ્યમ્‌નું મિશ્ર સ્વરૂપ છે. ભારતના આ નૃત્ય પ્રકારોનો પ્રસાર ભારતના બહારના પ્રદેશોમાં પણ ખૂબ થયો છે અને દક્ષિણ પૂર્વ-એશિયાના દેશોમાં તેની ઊંડી અસર પડી છે.

**નાટ્યકલા :**ભારતીય કાવ્ય સાહિત્યમાં નાટક એ અતિપ્રાચીન અને લોકપ્રિય સાહિત્ય સ્વરૂપ છે. ભાવકની દૃષ્ટિએ જોતાં આ નાટક સૌથી વધુ લોકપ્રિય કલાસ્વરૂપ છે. સાક્ષર અને નિરક્ષર, બાળક અને વૃદ્ધ, સ્ત્રી અને પુરુષ તમામનું મનોરંજન કરવાની તેમાં ક્ષમતા છે. જીવન અને જગતનું એ દર્પણ છે. જ્ઞાન અને ગમ્મત બેઉ તેમાં સમાયેલાં છે. આમ, નાટક એ સર્જન, ભાવન અને વિવેચન ત્રણેય ક્ષેત્રે આકર્ષણનો વિષય રહ્યું છે.

નાટકની વ્યાખ્યા આપતાં ભરતમુનિ 'નાટ્યશાસ્ત્ર'માં કહે છે अवस्थानुकृति नाट्यम અર્થાત્ અવસ્થાની અનુકૃતિ છે તે નાટક. પરંતુ આ અનુકૃતિ માત્ર નાટક નથી. આ અનુકરણમાં કોઈ વિશિષ્ટ તત્ત્વની પણ અપેક્ષા રાખવામાં આવે છે. એ અપેક્ષા તે લોકોના સુખદુ:ખાત્મક સ્વભાવને જ્યારે આંગિક, વાચિક, આહાર્ય અને સાત્ત્વિક અભિનય દ્વારા દર્શાવવામાં આવે ત્યારે તે નાટક કહેવાય છે. નાટક સર્વ વિદ્યાઓ અને કલાઓનું ધામ છે. બધી કલાઓનો સંયોગ નાટકમાં છે. તેને વર્ણવતાં ભરતમુનિ કહે છે કે 'એવું કોઈ શાસ્ત્ર નથી, એવું કોઈ શિલ્પ નથી, એવી કોઈ વિદ્યા નથી, એવું કોઈ કર્મ નથી જે નાટકમાં ન હોય.' નાટકનો આટલો વિશાળ અર્થ સમજ્યા પછી હવે નાટકની ઉત્પત્તિ કેવી રીતે થઈ તેની વીગતો તપાસીએ.

**ઉત્પત્તિ :** ભારતીય નાટકની ઉત્પત્તિ કેવી રીતે અને ક્યાંથી થઈ તે અંગે વિદ્વાનોમાં આજદિન સુધી ભારે મતભેદ પ્રવર્તે છે. ભારતીય નાટકના શાસ્ત્રીય વિવેચનનો એક અત્યંત પ્રાચીન ઉપલબ્ધ ગ્રંથ તે ભરતમુનિનું 'નાટ્યશાસ્ત્ર'. તેના પ્રથમ અધ્યાયમાં નાટકની ઉત્પત્તિ

અંગે ચર્ચા કરેલી. ત્રેતાયુગની શરૂઆતમાં લોકો ગ્રામધર્મમાં પ્રવૃત્ત થતાં દુઃખીદુઃખી થઈ ગયા અને સર્વ દેવોએ બ્રહ્મા પાસે 'क्रिडनियकम'ની માગણી કરી જે આંખ અને મનને એક સરખો આનંદ આપે. આથી, બ્રહ્માએ ચાર વેદોનું સ્મરણ કરી ઋગ્વેદમાંથી પાઠ્ય, સામવેદમાંથી સંગીત, યજુર્વેદમાંથી અભિનય અને અથર્વવેદમાંથી રસ લઈ 'નાટ્યવેદ' નામનો પાંચમો વેદ બનાવ્યો. આમ, નાટકનો જન્મ થયો.

નાટક એ દૃશ્યકાવ્ય છે. અભિનય તેનો પ્રાણ છે. વિવિધ વેશભૂષા, આંગિક અને વાચિક અભિનય તેમજ સંગીત દ્વારા નાટક જીવંત બનતું હોય છે. નાટકમાં પ્રેક્ષકોને પોતાના જીવનનો ચિતાર મળતો હોઈ તેને તેમાં વિશેષ રસ પડે છે.

**સંસ્કૃત નાટક :** સંસ્કૃત સાહિત્યમાં નાટકને 'દૃશ્ય-કાવ્ય' કહેવામાં આવે છે. સંસ્કૃત નાટક તેના અસલ સ્વરૂપમાં ધાર્મિક છે. પ્રારંભે તેના વિષયવસ્તુમાં લોકકથાઓ હશે અને સમય જતાં રામાયણ-મહાભારતમાંથી જેમજેમ વિષયવસ્તુ મળતું ગયું તેમતેમ તેનો ક્રમિક વિકાસ થયો. સંસ્કૃત સાહિત્યમાં જે નોંધપાત્ર નાટ્યકારો થઈ ગયા તેમાં સૌ પ્રથમ આવે છે મહાકવિ ભાસ.

મહાકવિ ભાસનાં નાટકો વિશે 1900 સુધી અવનવા ખ્યાલો પ્રચલિત હતા; પરંતુ ત્રિવેન્દ્રના વિદ્વાન પંડિત ટી. ગણપતિ શાસ્ત્રીએ લગભગ 300 વર્ષ જૂની, તાડપત્ર પર મલયાલમ લિપિમાં લખાયેલી મહાકવિ ભાસની હસ્તપ્રતો શોધી કાઢ્યા બાદ તેમનાં કાલ્પનિક રામાયણ અને મહાભારતની કથાવસ્તુઓ અને લોકકથા પર આધારિત નાટકો મળી આવ્યાં. 1912 સુધી તેમનાં નાટકો વિશે જે ઘોર અંધકાર પથરાયો હતો તે આ નાટકો મળી આવતાં દૂર થયો. કવિ ભાસનાં નાટકો રાજકીય, ધાર્મિક, સામાજિક અને નીતિપ્રધાન વિષયવસ્તુ ધરાવે છે. મહાભારતની અસર આ કવિ ઉપર સવિશેષ છે. કારણ કે એ કથા પર આધારિત જે નાટકો રચ્યાં તેમાં 'દૂતવાક્યમ્', 'કર્ણભાર', 'ઉરુભંગ' વગેરે નોંધપાત્ર છે. ઉદયનની કથા પર આધારિત તેમનાં નાટકોમાં 'પ્રતિજ્ઞાયૌગન્ધરાયણમ્' અને 'સ્વપ્ન વાસવદત્તમ્' પ્રથમ પંક્તિનાં નાટકો છે. 'સ્વપ્ન વાસવદત્તમ્' એ ભાસના સમયમાં અને એ પછીના સમયમાં પણ ઘણું ખ્યાતિ પામ્યું હતું. એમ કહેવાય છે કે કોઈ પણ કવિ તેના સમયની પેદાશ છે. કવિ ભાસનાં નાટકોમાં તત્કાલીન સમાજનાં જીવનમૂલ્યો પડેલાં છે. તેમનાં નાટકોમાં જે શ્લોકો આવે છે તેમાં ઉચ્ચ કવિપ્રતિભાનું દર્શન થાય છે. તેમનાં નાટકોમાં વીર, અદ્‌ભુત, શાંત અને શૃંગાર રસનું ભારોભાર નિરૂપણ થયેલું જોવા મળે છે. કવિ ભાસ વિશે એમ કહેવાય છે કે તે કોઈ પણ વસ્તુ હાથમાં લે તો તે નાટક બની જતું.

**મહાકવિ કાલિદાસ :** મહાકવિ કાલિદાસ એ ભારતીય સંસ્કૃતિના ઉદ્‌ગાતા છે. આપણા રાષ્ટ્રનું મૂલ્યવાન રત્ન છે. તેમની પ્રતિભા આપણી સંસ્કૃતિને સ્પર્શ કર્યા વિના રહેતી નથી. કાલિદાસની કવિપ્રતિભા ભારતમાં યુગયુગથી જીવાતાં જીવનને માપી લે છે. આ કવિએ પોતાનાં ત્રણ નાટકો : (1) માલવિકાગ્નિમિત્રમ્ (2) વિક્રમોર્વશીયમ્ (3) અભિજ્ઞાન શાકુન્તલમ્ દ્વારા નાટ્યરસિકોનું મન જીતી લીધું છે. આ ત્રણે નાટકોનું પ્રધાન તત્ત્વ શૃંગાર રસ છે. તેમણે મુખ્ય પાત્રોમાં પ્રણયભાવ એવી સુંદર રીતે રજૂ કર્યો

છે કે તેમની પ્રણયભાવના ભારતીય સંસ્કૃતિમાં અમર બની છે. કાલિદાસનાં ત્રણ નાટકોમાં 'અભિજ્ઞાન શાકુન્તલ'માં કવિની નાટ્યકલા ઉચ્ચ શિખરો સર કરે છે. કાલિદાસ તપોવનનો કવિ છે. આ નાટકમાં કણ્વઋષિનું તપોવન આશ્રમવાસીઓનાં નિર્મળ પ્રેમથી સિંચાયું છે. નાટકમાં દુષ્યંત અને શકુન્તલાના પ્રણયને કેન્દ્રમાં રાખીને કાલિદાસે જીવનનું અત્યંત રમણીય દૃશ્ય આલેખ્યું છે. ભારતીય સંસ્કૃતિનાં ઉત્તમ તત્ત્વો અહીં કવિની કલમે અભિવ્યક્ત થયાં છે. સાત અંકના આ નાટકમાં ક્યાંય રસક્ષતિ થતી નથી. મનુષ્ય હૃદયમાં પ્રેમની જે લાગણીઓ પડેલી હોય તેને કવિહૃદયે ખુલ્લી કરી દીધી છે. આમ, આ નાટકમાં ગૂંથાયેલા વાર્તાના અનેક તંતુઓથી કવિએ પ્રણયને અમર બનાવ્યો છે. કવિ કાલિદાસની નાટ્યકલા એ સંસ્કૃત વાઙ્મયની સર્વોત્તમ કલા છે.

**મહાકવિ ભવભૂતિ :** સમગ્ર સંસ્કૃત સાહિત્યમાં ભાસ અને કાલિદાસની હરોળમાં બેસી શકે તેવો કોઈ કવિ હોય તો તે ભવભૂતિ છે. ભવભૂતિએ ત્રણ નાટકો લખ્યાં છે : ( 1 ) મહાવીરચરિતમ્ ( 2 ) માલતી માધવ ( 3 ) ઉત્તર રામચરિત. પ્રથમ નાટકમાં રામ-સીતાના વિવાહથી રામના રાજ્યાભિષેક સુધીની કથા આવરી લેવાઈ છે. ઉત્તર રામચરિત એ ત્રીજું નાટક છે, જે શ્રેષ્ઠ નાટક છે. નાટ્યકલાનાં એકેએક અંગનો સુંદર સમન્વય અહીં થયેલો જોવા મળે છે. સીતા અને રામના ઉદાત્ત દામ્પત્યપ્રેમનું અહીં અદ્‌ભુત નિરૂપણ કરેલું છે. આ નાટકનો મુખ્ય રસ કરુણ છે. અહીં ભવભૂતિનો દામ્પત્યપ્રેમ ચરમસીમાએ પહોંચ્યો છે. ભવભૂતિએ રજૂ કરેલાં ભાવચિત્રો અનેરું આકર્ષણ જન્માવે છે. નાટ્યકલા અને કાવ્યકલાની દૃષ્ટિએ ઉત્તર રામચરિત એ શ્રેષ્ઠ નાટક કહેવાય છે.

ભારતના સંસ્કૃત સાહિત્યમાં આ ત્રણેય કવિઓનાં નાટકો ખૂબ પ્રસિદ્ધિ પામ્યાં છે. તેમની શ્રેષ્ઠતાનો પ્રશ્ન આજદિન સુધી ચર્ચાતો રહ્યો છે. તેમણે રજૂ કરેલાં નારીપાત્રો ભારતીય સંસ્કૃતિનો આદર્શ રજૂ કરે છે.

## સ્વાધ્યાય

1. નીચેના પ્રશ્નોના જવાબ લખો :
   ( 1 ) ભારતીય સંસ્કૃતિમાં કલાની ઉપાસનાનું ધ્યેય સ્પષ્ટ કરો.
   ( 2 ) અજંટાની ચિત્રકલા તમારા શબ્દોમાં વર્ણવો.
   ( 3 ) મુઘલ ચિત્રશૈલીના વિકાસમાં અકબર અને જહાંગીરનું પ્રદાન મૂલવો.
   ( 4 ) ભારતીય સંગીતની ઉત્પત્તિ સમજાવો.
   ( 5 ) ઉત્તર અને દક્ષિણ હિન્દુસ્તાની સંગીત વચ્ચેનો તફાવત સ્પષ્ટ કરો.
   ( 6 ) ભરતનાટ્યમ્ નૃત્યશૈલીની રજૂઆત સમજાવો.
   ( 7 ) નાટકની ઉત્પત્તિ સમજાવો.
2. ટૂંક નોંધ લખો :
   ( 1 ) ભારતીય ચિત્રકલાનો ઈતિહાસ ( 2 ) પહાડી કલમ ( 3 ) સંગીત રત્નાકર
   ( 4 ) કથક નૃત્યશૈલી ( 5 ) મહાકવિ કાલિદાસ

•

# 3 ભારતમાં ઈસ્લામનું આગમન

**ઈસ્લામનો ઉદય :** પશ્ચિમ એશિયામાં આવેલા અરબસ્તાનના રેતાળ પ્રદેશે જગતને એક મહાન ધર્મની ભેટ ધરી. આ ધર્મ તે ઈસ્લામ. ઈસ્લામ શબ્દ અરબી ભાષાના 'સલેમ' પરથી ઊતરી આવ્યો છે. તેનો એક અર્થ 'શાંતિ' થાય છે અને બીજો અર્થ થાય છે 'અલ્લાહ (ઈશ્વર)ને શરણે જવું.' અર્થાત્ અલ્લાહની બિનશરતી શરણાગતિ સ્વીકારવાથી શાંતિ મળે છે. ત્રીજો અર્થ 'એક પંક્તિમાં ઊભા રહેવું' થાય છે. ઈસ્લામના અનુયાયીઓ મુસ્લિમ અથવા મુસલમાન તરીકે ઓળખાય છે. મુસલમાન એટલે અલ્લાહ અને આદમી સાથે જેણે શાંતિ સાધી છે તે. અલ્લાહ સાથે શાંતિ સાધવી એટલે મનુષ્ય માત્રનું કલ્યાણ કરવું. ઈસ્લામ એક અલ્લાહ, એક પયગંબર અને એક ધર્મગ્રંથનો જ સ્વીકાર કરે છે. હજરત મુહમ્મદ પયગંબર સાહેબ (સ.અ.વ.) આ ધર્મના પ્રવર્તક છે. ઈસ્લામી પરંપરામાં હજરત મુહમ્મદ પયગંબર સાહેબના નામ સાથે સ.અ.વ. લખવાની પરંપરા છે. સ.અ.વ. એટલે કે 'સલ્લલ્લાહ અલૈહિ વસલ્લમ' : તેમના ઉપર અલ્લાહના આશીર્વાદ ઊતરો અને તેમને શાંતિ તેમજ અલ્લાહની શરણાગતિ પ્રાપ્ત થાવ એવો અર્થ થાય છે. અને 'કુરાને શરીફ' તેનો ધર્મગ્રંથ છે. અલ્લાહની મહાન સત્તાને આધીન રહેવું, અલ્લાહમાં અતૂટ શ્રદ્ધા રાખવી, હંમેશાં સારાં કર્મો કરવાં અને સૌ પ્રત્યે ભ્રાતૃભાવ કેળવવો એ ઈસ્લામના મુખ્ય સિદ્ધાંતો છે. ઈસ્લામની સાદાઈથી આકર્ષાઈને સર્વપલ્લી ડૉ. રાધાકૃષ્ણને કહ્યું છે કે 'ઈસ્લામ એ ગૂઢતા વિનાનો ધર્મ છે. તેનું બળ અને સૌંદર્ય તેની સાદાઈમાં છે. આ સાદાઈ અને તેની લોકશાહીની ભાવનાએ તેને ઘણો લોકપ્રિય ધર્મ બનાવ્યો છે.'

ઈસ્લામના ઉદય પૂર્વે, અરબસ્તાનની સામાજિક, ધાર્મિક અને રાજકીય પરિસ્થિતિ સાવ કથળી ગયેલી હતી. અરબસ્તાન નાનાંનાનાં રાજ્યોમાં વહેંચાયેલો દેશ હતો. રાજાઓમાં એકતાનો અભાવ હતો. મૂળ પ્રજા પાસેથી રાજકીય સત્તા છિનવાઈ ગઈ હતી. આથી આર્થિક રીતે પ્રજા પાયમાલ થઈ ગઈ હતી. આ સમાજ અનેક કબીલાઓ (ટોળીઓ)માં વહેંચાયેલો હતો. કદાવર અને શક્તિશાળી વ્યક્તિઓ પોતાના કુટુંબીજનો અને આશ્રિતોના કબીલા રચીત કબીલાનો વડો 'શેખ' કહેવાતો. કબીલાઓ વચ્ચે નાનીનાની ક્ષુલ્લક બાબતે લડાઈઓ થતી. બે વ્યક્તિ વચ્ચે થયેલો ઝઘડો વિરાટસ્વરૂપ ધારણ કરતો અને છેવટે તે કબીલાઓની લડાઈ બની જતો. આ લડાઈઓમાં પુરુષોની સાથે સ્ત્રીઓ પણ ભાગ લેતી. હારેલા શત્રુની માલમિલકત પડાવી લેવામાં આવતી. પુરુષોને ગુલામ બનાવાતા અને સ્ત્રીઓને ખુલ્લા બજારમાં પશુની જેમ વેચી દેવામાં આવતી. શરાબ અને જુગારની બદી સામાન્ય હતી. બાળકીનો જન્મ અપશુકનિયાળ મનાતો. તેથી કેટલાક કબીલાઓમાં બાળકીઓને જીવતી દાટી દેવાની પ્રથા પ્રચલિત હતી. કબીલાના સરદારો અને આગેવાનો મોટી સંખ્યામાં પત્નીઓ, ઉપપત્નીઓ તથા ગુલામો રાખતા. સ્ત્રીઓ પણ ફાવે તેટલા પતિ કરતી. આથી, સમાજમાં નૈતિકતાનાં ધોરણો સાવ કથળી ગયાં હતાં. આકરું વ્યાજ, નફાખોરી, વેપારમાં ગેરરીતિઓ તથા શોષણ સામાન્ય બન્યાં હતાં.

ધાર્મિક દૃષ્ટિએ પણ અરબસ્તાનના સમાજ પર અંધકારનું સામ્રાજ્ય પથરાયેલું હતું. અનેક દેવ-દેવીઓની પૂજા પ્રચલિત હતી. દરેક કબીલાનો આગવો દેવ હતો. કોઈનો દેવ લાકડાનો તો કોઈનો દેવ માટીનો હતો. આ દેવ-દેવીઓની આકૃતિઓ પણ જુદીજુદી હતી. દેવોને ખુશ કરવા માટે પશુઓનાં બલિદાન આપવામાં આવતાં. કોઈકવાર નરબલિ પણ ચઢાવતા. ધર્મના નામે જાદુમંતર, કામણટૂમણને પ્રોત્સાહન મળતું. કુરિવાજો અને કૂપમંડુકતા વ્યાપક બન્યાં હતાં. શુકન, અપશુકન, ભૂતપ્રેત વગેરે દૂષણો તેઓનાં મનમાં ઘર કરી બેઠાં હતાં. આવી ધર્મહીન અને માનવતા વિહોણી સ્થિતિમાંથી હજરત મુહમ્મદ પયગંબરે પોતાની જીવનસાધના દ્વારા અંધકારમાં અટવાયેલી પ્રજાને જીવનનો નવો માર્ગ દર્શાવ્યો.

હજરત મુહમ્મદ પયગંબર સાહેબનો જન્મ હાલના સઉદી અરબસ્તાનના મક્કા શહેરમાં ઈ.સ. 571માં થયો હતો. માતાનું નામ આમિના અને પિતાનું નામ અબ્દુલ્લા હતું. તેમનું કુટુંબ આરબોમાં પ્રતિષ્ઠિત ગણાતું હતું. પયગંબર સાહેબનું એક નામ 'મુહમ્મદ' અને બીજું 'અહેમદ' હતું. 'મુહમ્મદ' શબ્દનો અર્થ વખણાયેલ, પ્રતાપી, નામાંકિત થાય છે. મુહમ્મદ પોતાના નામ પ્રમાણે ગુણ ધરાવતા હતા. તેની પ્રતીતિ તેમની જીવનસાધના પરથી મળી રહે છે. નાનપણમાં પોતાના કાકાને સહાય કરવા ડુંગરોમાં તે બકરીઓ ચરાવતા એથી તેમનું મન એકાંતમાં ચિંતનમાં પરોવાયેલું રહેતું. બાર વર્ષની વયે તેમણે વેપાર શરૂ કર્યો. વેપારની નિપુણતા અને પ્રામાણિકતાને લીધે મક્કામાં રહેતી કુરેશ કુટુંબની ખદીજા નામે એક ધનાઢ્ય મહિલાએ પ્રસન્ન થઈ તેમની સાથે લગ્ન કર્યાં. એમ કહેવાય છે કે એ વખતે પયગંબર સાહેબની ઉંમર 25 વર્ષની અને ખદીજાની ઉંમર 40 વર્ષની હતી.

વ્યાપારમાં ફુરસદના સમયે પયગંબર સાહેબ અંધશ્રદ્ધા અને બદીઓથી ઊભરાતા અરબ સમાજને કેવી રીતે ઉગારી શકાય તે માટે એકાગ્રચિત્તે વિચારતા. ક્યારેક, નિર્જન ડુંગરોમાં 'હિરા' નામની એક ગુફામાં જતા અને ત્યાં ઈશ્વરનું સ્મરણ કરતા. આખરે અલ્લાહની-ખુદાની રહેમ તેમના ઉપર ઊતરી અને રમજાન માસની એક રાત્રિએ જીબ્રાઈલ ફિરસ્તાએ તેમને અલ્લાહનો સંદેશ આપ્યો કે 'બીજો કોઈ અલ્લાહ નથી ફક્ત એક જ અલ્લાહ છે અને મુહમ્મદ તેનો પયગંબર છે.' લગભગ 40 વર્ષની ઉંમરે તેમણે ઉપદેશ આપવાનું શરૂ કર્યું. તેમણે એક જ અલ્લાહની બંદગી કરવા અને મૂર્તિપૂજાનો ત્યાગ કરવા લોકોને સમજાવ્યા. સત્કર્મોની અગત્ય દર્શાવીને લોકોને બંધુત્વની ભાવના કેળવવા અને ઊંચનીચના ભેદભાવ ત્યજવાની વાત સમજાવી.

શરૂઆતમાં મક્કાવાસીઓને આ વાત ગળે ન ઊતરી. જોકે સમાજના નબળા અને સમજુ લોકોમાં તેમને સારો આવકાર મળ્યો; પરંતુ સ્થાપિત હિતો છંછેડાઈ ગયાં. છતાં પયગંબર સાહેબના અનુયાયીઓ વધવા લાગ્યા. આથી કેટલાક મક્કાવાસીઓએ દમનનીતિ શરૂ કરી. આ સામે એકવાર પયગંબર સાહેબે સફા નામની ટેકરી ઉપર ઊભા રહી મક્કાવાસીઓને સંબોધીને કહ્યું : 'મારા જમણા હાથમાં સૂર્ય અને ડાબા હાથમાં ચંદ્ર મૂકશો તો પણ મારા માર્ગ પરથી ચલિત થઈશ નહિ. માટે, આપ સૌને વિનંતી કરું છું કે મૂર્તિપૂજા છોડી દો, સત્કર્મો શરૂ કરો. એક જ અલ્લાહમાં માનો અને જીવન શુદ્ધ

બનાવો.' પરંતુ, આ વાત મક્કાવાસીઓને ગળે ન ઊતરી. છેવટે પયગંબર સાહેબ ઈ.સ. 622માં મક્કાના કુરેશીઓથી ત્રાસીને મદીના ચાલ્યા ગયા. મુસલમાન પરંપરામાં આ પ્રસંગ હિજરત તરીકે ઓળખાય છે. આ દિવસથી મુસ્લિમ 'હિજરી ચંદ્રવર્ષ' (હિજરી સન)ની શરૂઆત થઈ હતી.

પયગંબર સાહેબે 13 વર્ષ સુધી મક્કા શહેરમાં ધર્મોપદેશ આપ્યો હતો. એ મુજબ 'અલ્લાહ એક જ છે તે સર્વશક્તિમાન, નિરાકાર, અજન્મા, અજર અને અમર હોવાથી દયાળુ (રહેમાન) અને કૃપાળુ (રહીમ) છે. મુહમ્મદ અલ્લાહના અંતિમ દૂત છે. ઇસ્લામના બે મહત્ત્વનાં અંગ છે : ( 1 ) ઈમાન અને ( 2 ) દીન. ઈમાન એટલે માનવું, શ્રદ્ધા રાખવી, વિશ્વાસ પેદા કરવો. ઈમાનમાં અલ્લાહ, ફિરસ્તાઓ, કુરાને શરીફ, પયગંબરો, કયામત અને કિસ્મતનો સમાવેશ થાય છે.

દીન એટલે ધર્મમાં ફરમાવેલાં કાર્યો કરવાં. અર્થાત્ ધર્મનું આચરણ કરવું. તેમાં કલમો, નમાજ, રોજા, જકાત અને હજનો સમાવેશ થાય છે. કયામત (આખરી ન્યાયનો દિવસ)ના દિવસે આ સંસારનો નાશ થવાનો છે. કયામતના દિવસે આપણે આપણાં કાર્યોનો હિસાબ આપવો પડશે અને અલ્લાહના નિર્ણય મુજબ સ્વર્ગ કે નર્કમાં જવાનું રહેશે. 'રમજાન માસમાં રોજા (ઉપવાસ) રાખી મન, વચન અને કર્મથી સંપૂર્ણ પવિત્રતા જાળવવી. દિવસમાં પાંચ વખત નમાઝ પઢવી. ખેરાત (દાન) કરવી, કુરાને શરીફમાં શ્રદ્ધા રાખવી અને હજ (મક્કાની યાત્રા) કરવી. આ પાંચ સત્કર્મોનું નિષ્ઠાપૂર્વક પાલન કરવું. ઇસ્લામમાં ન્યાતજાત, વર્ગ, રંગ કે રાષ્ટ્રના ભેદભાવને માન્ય રાખવામાં આવ્યાં નથી. કુરાને શરીફનાં વચનો વિશ્વબંધુત્વની ભાવના અને માનવમાત્રનું કલ્યાણ સાધવાની ગુરુકિલ્લી છે.

ધીરેધીરે ઇસ્લામનો અરબસ્તાનમાં ઘણો પ્રચાર થયો. પયગંબર સાહેબે પોતાના વિચાર અને આચરણ તથા ઉચ્ચ ચારિત્ર્ય દ્વારા પ્રજા ઉપર ઊંડી છાપ ઊભી કરી. તેઓ સમાજમાં શાંતિ, લોકોની સલામતી તથા ગરીબોની મદદ માટે સક્રિય રહેતા. આથી લોકો પયગંબર સાહેબને 'અલઅમીન' (સત્યનિષ્ઠ-ઈમાનદાર) કહીને બોલાવતા. પયગંબર સાહેબે અરબસ્તાનમાં ધર્મસુધારણા અને સમાજસુધારણાની સાથોસાથ વિવિધ જાતિઓને સંગઠિત કરી તેમને એક સૂત્રમાં પરોવવાનું કાર્ય કર્યું. છેવટે 65 વર્ષની વયે ઈ.સ. 632માં પયગંબર સાહેબનું અવસાન થયું. બોસવર્થ સ્મિત નામનો વિદ્વાન પયગંબર સાહેબને અંજલિ આપતાં લખે છે કે : 'મહંમદ પયગંબરને એકીસાથે ત્રણ વસ્તુઓ સ્થાપવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત થયું, એક કોમ, એક રાજ્ય અને એક ધર્મ - ઇતિહાસમાં ક્યાંય આ પ્રકારનો દાખલો મળતો નથી.

**ઇસ્લામનો પ્રસાર :** હજરત મુહમ્મદ પયગંબર સાહેબના અવસાન પછી તેમના ચાર ખલીફાઓએ ઇસ્લામના પ્રચારનું કામ ચાલુ રાખ્યું. આ ચાર ખલીફાઓ તે (1) હજરત અબુબક્ર (2) હજરત ઉમર (3) હજરત ઉસ્માન (4) હજરત અલી.

મદીનાના લોકોએ હજરત અબુબક્રને પયગંબર સાહેબની ગાદી સાચવવા તેમના પ્રતિનિધિ તરીકે નીમ્યા હતા. તેઓ અત્યંત પવિત્ર અને ઈમાનદાર વ્યક્તિ હતા. તેમણે ઇસ્લામને સંગઠિત કરી તેનો પ્રચાર પેલેસ્ટાઇન, દક્ષિણ સિરિયા અને ઇરાક સુધી કર્યો.

એ પછી બીજા ત્રણ ખલીફાઓએ પણ ઈસ્લામનો પ્રચાર ચાલુ રાખ્યો. ધર્મ પ્રસારની દૃષ્ટિએ ખલીફાઓનો સમય સુવર્ણયુગ તરીકે ઓળખાય છે. ખલીફાઓના સમયમાં આરબ સેનાએ પૂર્વ અને પશ્ચિમમાં આવેલા પડોશી પ્રદેશો ઉપર વિજય મેળવ્યો. પયગંબર સાહેબના અવસાન પછી એક સદીના ટૂંકા ગાળામાં આરબોએ સિરિયા, ઇરાક, એશિયા માઈનોર, ઈરાન, ઇજિપ્ત, ઉત્તર આફ્રિકા તથા ભારતમાં સિંધ વગેરે પ્રદેશો ઉપર ઈસ્લામનો વાવટો ફરકાવ્યો. સમય જતાં 'ખલીફા'નું પદ પ્રાપ્ત કરવાની બાબતમાં પયગંબર સાહેબના ઉત્તરાધિકારીઓમાં ભાગલા પડ્યા. આ ઝઘડાઓને કારણે ઇસ્લામમાં સુન્ની અને શિયા એવા બે પંથ પડી ગયા છે. બંને પંથો ભિન્ન હોવા છતાં એક અલ્લાહમાં, પયગંબર સાહેબમાં અને કુરાનેશરીફમાં એકસરખી શ્રદ્ધા ધરાવે છે. અરબસ્તાનમાં જ્યારે અંધકાર યુગ ફેલાયો હતો ત્યારે સમાનતા અને માનવતા પર ભાર મૂક્યો. અટપટી વિધિઓથી મુક્ત અને સાદાઈને પ્રાધાન્ય આપતો આ ધર્મ દુનિયાના અન્ય ધર્મોથી સાવ અલગ તરી આવે છે.

**ભારતમાં ઈસ્લામનું આગમન :** ઇતિહાસના ઊગમકાલથી ભારતને અરબસ્તાન સાથે વ્યાપારી સંબંધો હતા. ભારતનાં પશ્ચિમી બંદરો સાથે અરબસ્તાનનો ધીકતો વેપાર ચાલતો હતો. ભારતીય રાજવીઓ પ્રત્યે આરબોને પોતાનાં ધર્મસ્થાનો ઊભાં કરવાની પરવાનગી પણ આપી હતી. આ કારણે ગુજરાતમાં પણ કેટલાંક સ્થળોએ મસ્જિદો બાંધવામાં આવી હતી. આરબો ભારતની ધનસંપત્તિથી વાકેફ હતા. આથી, રાજકીય વિજય મેળવવાના આશયથી શરૂઆતમાં તેમણે ભરૂચ, સિંધ, દેબલની ખાડી, બલુચિસ્તાન વગેરે પ્રદેશો જીતવા પ્રયત્નો કર્યા; પરંતુ તેમાં તેઓ ફાવ્યા નહિ. ત્યાર પછી ઈ.સ. 712માં સિંધમાં મુહમ્મદ બિન કાસિમ દ્વારા અરબ રાજ્ય સ્થપાયું. જોકે, આ અગાઉ ગુજરાત અને મહારાષ્ટ્રના પશ્ચિમ કિનારે મોટી સંખ્યામાં આરબો વસતા તથા મોટી મસ્જિદો હોવાના સાહિત્યમાં ઉલ્લેખો મળે છે. આ પછી છેક 11મી સદીના પ્રારંભમાં મહમૂદ ગઝનવીએ સત્તરવાર આક્રમણ કરીને ભારતવાસીઓને તુર્કી ઝનૂનનો પરચો કરાવ્યો. તેનો હેતુ ઈસ્લામનો પ્રચાર કરવાનો કે ભારતમાં રાજ્ય સ્થાપવાનો ન હતો. તેને તો ભારતની સંપત્તિ લૂંટીને પોતાની રાજધાની ગઝનાને સજાવવી હતી.

મહમૂદ ગઝનવીના આક્રમણ પછી 150 વર્ષના ગાળામાં કોઈ આક્રમણો ન થયાં. આ દરમિયાન અનેક મુસ્લિમ સંતોએ ખાસ કરીને સૂફી સંતોએ ભારતમાં આવીને શાંતિપૂર્વક ઈસ્લામનો પ્રચાર કરવા માંડ્યો. ભારતના વિવિધ ભાગોમાં ગયેલા ફકીરો અને સૂફી સંતો તથા ધર્મગુરુઓની સાદાઈ, તેમની પવિત્રતા, સાદા અને સરળ ઉપદેશો, શાંત પ્રચાર વગેરેથી હિન્દુઓ તેમના તરફ આકર્ષાવા લાગ્યા. વેદાંતને મળતી સૂફી સંતોની વિચારધારા અને સિદ્ધયોગીઓ જેવી તેમની સહજ સાધનાનો વિશેષ પ્રભાવ કેટલાક વિચારશીલ હિન્દુઓ ઉપર પડવા લાગ્યો. કેટલાક મુસ્લિમ ફકીરો અને સૂફી સંતોના ચમત્કારોથી પણ પ્રભાવિત થયેલા હિન્દુઓ તેમના અનુયાયી બન્યા. આ શાંત પ્રચાર દસમીથી સત્તરમી સદી દરમિયાન અવિરતપણે ચાલુ રહ્યો હતો.

ઈ.સ. 1206માં દિલ્લીમાં કુત્બુદ્દીન ઐબક નામના તુર્ક સુલતાને સલ્તનતનો પાયો

નાખ્યો. ભારતમાં જે મુસ્લિમ સત્તા સ્થપાઈ તેના ઐતિહાસિક દૃષ્ટિએ બે ભાગ પડે છે : (1) સલ્તનતકાલ (2) મુઘલકાલ. સલ્તનતકાલ ઈ.સ. 1206થી ઈ.સ. 1526 સુધીનો મનાય છે. તેમાં જુદાજુદા રાજવંશોએ રાજ્ય કર્યું. તેમાં ગુલામવંશ, ખલજીવંશ, તુઘલખ વંશ, સૈયદ વંશ અને છેલ્લે લોદી વંશનો સમાવેશ થાય છે. મુઘલોનો રાજ્યકાલ ઈ.સ. 1526થી ઈ.સ. 1857 સુધીનો મનાય છે. આ મુઘલ રાજ્યકાલ દરમિયાન બાબર, હુમાયુ, અકબર, જહાંગીર, શાહજહાં, ઔરંગઝેબ અને બાકીના મુઘલ બાદશાહોનો સમાવેશ થાય છે.

**ઈસ્લામનાં પ્રસારનાં પરિબળો :** ભારતમાં મુસ્લિમ રાજ્ય સાંપ્રદાયિક રાજ્ય હતું. દરેક સુલતાન કુરાને શરીફના આદેશોને માન આપી રાજ્ય ચલાવતો. તે પોતાને અલ્લાહનો પ્રતિનિધિ માનતો. તેથી, ઈસ્લામનો પ્રચાર એ તેનું અગત્યનું કાર્ય હતું. ભારતમાં ઈસ્લામનો જે પ્રચાર થયો તેમાં અનેક પરિબળોએ અગત્યનો ભાગ ભજવ્યો હતો. તેમાં મુખ્ય ચાર પરિબળો મહત્ત્વનાં છે :

( 1 ) મુસ્લિમ સંતો દ્વારા શાંત પ્રચાર
( 2 ) મુસ્લિમ રાજ્યો તરફથી અપાતાં પ્રલોભનો
( 3 ) જજિયાવેરો અને જબરદસ્તી
( 4 ) હિન્દુ સમાજમાં ઊંચ-નીચના ભેદભાવો

( 1 ) ભારતના બધા ભાગોમાં ગયેલા મુસ્લિમ ઉલેમાઓ, ફકીરો અને સૂફી સંતોની સાદાઈ, તેમની પવિત્રતા તથા તેમના સાદા સરળ ઉપદેશથી હિન્દુઓ તેમના તરફ આકર્ષાવા લાગ્યા. મહમૂદ ગઝનવીનાં આક્રમણો પછી અનેક સૂફી સંતો અને મુસ્લિમ વિદ્વાનો ભારતમાં આવવા લાગ્યા. અજમેરના ખ્વાજા-મુઈનુદ્દીન ચિશ્તીની પવિત્રતાથી અનેક હિન્દુ-મુસ્લિમ અનુયાયીઓ આકર્ષાયા હતા. આજે પણ તેમનો ઉરસ ઊજવાય છે. ત્યારે હજારો હિન્દુ-મુસ્લિમ લોકો એકત્ર થાય છે. 13મી સદીમાં મહાન સંત જમાલુદ્દીન તબરીઝીએ બંગાળમાં વસવાટ કર્યો. સૈયદ મુહમ્મદ ગેસૂ દરાઝે દક્ષિણ ભારતમાં ઈસ્લામનો પ્રચાર કર્યો. ઈમામશાહ પીરાણાવાળાએ 15મી સદીમાં અમદાવાદ પાસે વસવાટ કર્યો અને હજારો અનુયાયીઓને આકર્ષ્યા. શિયા સંપ્રદાયના ઈમામ યમન દેશથી ગુજરાતમાં આવીને વસ્યા હતા. અને એમણે ગુજરાતના કણબી, ખારવા અને કોળી જાતિના અનેક લોકોને ઈસ્લામ તરફ આકર્ષ્યા હતા.

( 2 ) ભારતમાં મુસ્લિમ સત્તાની સ્થાપના થતાં કેટલાક લોકોએ રાજ્યની નોકરી મેળવવાની લાલચે તો કેટલાક લોકોએ ધન-રાજ્યકૃપા મેળવવાની લાલચે સ્વીકાર કર્યો. કેટલાંક રાજ્યોમાં પ્રતિભાશાળી હિન્દુઓને રાજ્યમાં ઊંચા હોદ્દા આપવાની લાલચે ધર્મપરિવર્તન કરાવાયું. લડાયક અને બળવાન કોમના હિન્દુ સૈનિકોને ઈસ્લામ સ્વીકારવાની શરતે લશ્કરમાં ઉચ્ચ હોદ્દાઓ અપાયા. આમ, રાજ્ય તરફથી અપાતાં પ્રલોભનો પણ એક મહત્ત્વનું પરિબળ ગણી શકાય.

( 3 ) મુસ્લિમ શાસકોએ ગેરમુસ્લિમ પ્રજા ઉપર એક ખાસ પ્રકારનો વેરો નાખ્યો હતો. જે 'જજિયાવેરો' તરીકે ઓળખાતો. જે હિન્દુઓને આર્થિક રીતે આ જજિયાવેરો

ભરવો પાલવે તેમ ન હોય, તેઓ જો ઇસ્લામ સ્વીકારે તો તેમને આ વેરામાંથી મુક્તિ આપવામાં આવતી. આ ઉપરાંત, યુદ્ધમાં પકડાયેલા કેદીઓને અને ક્યાંયક્યાંક સામાન્ય નાગરિકોને બળપૂર્વક ઇસ્લામ સ્વીકારવાની ફરજ પાડવામાં આવતી.

( 4 ) ઇસ્લામના પ્રસારમાં એ સમયે હિન્દુ સમાજની સ્થિતિ વિશેષ જવાબદાર હતી. હિન્દુ સમાજ ઉચ્ચ અને નીચલા વર્ણોમાં વિભક્ત હતો. નીચલા વર્ણની પ્રજા ઉચ્ચ વર્ણ જેવા સામાજિક અને આર્થિક અધિકારોથી વંચિત હતી. હિન્દુ સમાજમાં તેમનું કોઈ માનભર્યું સ્થાન ન હતું. આથી ઇસ્લામની સમાનતાની અને બંધુત્વની ભાવનાને લીધે નીચલો વર્ગ એ તરફ આકર્ષાયો હતો.

આમ, ઉપર્યુક્ત પરિબળોને લીધે ભારતમાં ઇસ્લામનો વ્યાપક પ્રચાર થયો. પરંતુ હિન્દુ અને મુસ્લિમ પ્રજાઓ વચ્ચેની માન્યતાઓમાં મૂળભૂત તફાવત ઘણો હોવાથી મોટાભાગની પ્રજા બિનમુસ્લિમ રહી. આમ છતાં, બે અલગ-અલગ સમાજમાં વિભક્ત થયેલી આ પ્રજા પરસ્પરના નિરંતર સંપર્ક અને સહવસવાટને લીધે એકબીજાના પ્રભાવમાં આવતી ગઈ.

**સંઘર્ષ અને સમન્વય :** ભારતમાં ઇસ્લામના આગમનથી સાંસ્કૃતિક ક્ષેત્રે એક નૂતન યુગનો પ્રારંભ થયો. મુસ્લિમ પ્રજાએ ભારતમાં આવીને આ દેશને પોતાનું વતન બનાવી દીધું અને રણક્ષેત્રે હિન્દુઓને હરાવીને પોતાની રાજકીય સત્તા સ્થાપી દીધી. આ દરમિયાન હિન્દુ અને મુસ્લિમ સંસ્કૃતિઓ વચ્ચે સંઘર્ષ અને સમન્વયનો પ્રારંભ થયો. શરૂઆતને તબક્કે મુસ્લિમોએ વિજેતા તરીકે બળપૂર્વક સમગ્ર ભારતને ઇસ્લામના નેજા નીચે લાવી મુસ્લિમ સંસ્કૃતિના રંગે રંગી દેવાનો ભારે પ્રયાસ કર્યો; પરંતુ લાંબે ગાળે તેઓને સમજાઈ ગયું કે વિવિધ ધર્મો અને વિવિધ માન્યતા ધરાવતી આ ભાતીગળ સંસ્કૃતિને ઇસ્લામના રંગે રંગી શકાય તેમ નથી. બીજી બાજુ હિન્દુઓને પણ સમજાઈ ગયું કે, સત્તાધીશ તરીકે આવેલી આ પ્રજાને ભારત બહાર કાઢવી શક્ય નથી તેમજ રોજિંદા જીવનમાં સંઘર્ષ પણ શક્ય નથી. આવી પરિસ્થિતિમાં પરસ્પરના સંપર્ક અને સહજીવનને લીધે હિન્દુ-મુસ્લિમ વચ્ચે સંપ અને એકતાની ભાવનાનાં દર્શન થયાં તથા બંને સંસ્કૃતિઓ વચ્ચે જીવનનાં જુદાંજુદાં ક્ષેત્રોમાં સમન્વય સધાયો.

**( 1 ) સામાજિક ક્ષેત્રે સમન્વય :** ઇસ્લામના આગમન પછી ભારતીય સમાજ હિન્દુ અને મુસ્લિમ એવા બે વિભાગમાં વહેંચાયેલો જોવા મળે છે. હિન્દુ સમાજના પ્રભાવથી મુસ્લિમોમાં જ્ઞાતિપ્રથા શરૂ થઈ. હિન્દુઓ સાથેનાં લગ્નસંબંધોથી હિન્દુ રીતરિવાજો, હિન્દુ આચરણ અને હિન્દુ વિચારો મુસ્લિમ ઘરોમાં પ્રવેશ્યાં. શહેનશાહ અકબરે રાણી જોધાબાઈ સાથે લગ્ન કરીને એક દાખલો બેસાડ્યો હતો. જે હિન્દુ સ્ત્રીઓ મુસ્લિમ પરિવારોમાં પરણીને ગઈ તે પોતાના પરંપરાગત હિન્દુ વિચારો, માન્યતાઓ, પ્રથાઓ છોડી શકતી ન હતી. આથી તેમણે ઘણીબધી હિન્દુ પ્રથાઓ પોતાના મુસ્લિમ પરિવારોમાં સ્થાપી દીધી. અકીક (ચૌલ-મુંડન) અને બિસમિલ્લા (વિદ્યારંભ) જેવા સંસ્કાર મુસ્લિમ સમાજમાં પ્રચલિત બન્યાં. આ ઉપરાંત બાળલગ્ન, દહેજ અને વરવિક્રય જેવી પ્રથાઓ પણ મુસ્લિમોએ અપનાવી. હિન્દુ સમાજમાં એક પત્નીત્વની પ્રથા હતી. આથી કેટલાક મુસ્લિમો પણ ચાર પત્ની કરવાની છૂટ

હોવા છતાં એ પ્રથાને તિલાંજલિ આપી અને એક પત્નીત્વનો આદર્શ સ્વીકાર્યો. લગ્નના ઉત્સવમાં પણ હિન્દુ પ્રથાઓ પ્રચલિત બની હતી.

હિંદુ સમાજમાં ભૂત-પ્રેત, નજર લાગવી, દોરો કે તાવીજ બાંધવાં, નજર ઉતારવી વગેરે પ્રચલિત હતાં. તે મુસ્લિમ સમાજના દૈનિક જીવનમાં વ્યાપક બન્યાં હતાં. આ ઉપરાંત ખાનપાન અને વેશભૂષા ઉપર હિન્દુ સમાજનો ઘણો પ્રભાવ પડ્યો હતો. ભોજનબાદ મુખશુદ્ધિ માટે હિન્દુઓમાં પાન ખાવાની પ્રથા પ્રચલિત હતી. આથી મુસ્લિમો પાનના શોખીન બની ગયા. હિન્દુઓની અથાણાં બનાવવાની પરંપરાથી મુસ્લિમો ઘણા પ્રભાવિત થયા હતા અને ભોજન સાથે અથાણાંનો ઉપયોગ કરતાં તે શીખ્યા. તે જ રીતે મુસ્લિમોને મીઠાઈ અને શરબત ઘણાં પ્રિય હતાં. હિન્દુઓમાં તે પ્રચલિત બન્યાં. કબાબ, કુલ્ફી, ગુલકંદ, ગુલાબજાંબુ, જલેબી, પુલાવ, ફાલુદા, ચપાટી, બરફી, બિરંજ, બિરયાની, મુરબ્બો, શીરો, શક્કરપારા, હલવો વગેરે મુસ્લિમ મીઠાઈઓ અને વાનગીઓ હિન્દુઓમાં વ્યાપકપણે લોકપ્રિય બની ગઈ.

વેશભૂષાની બાબતમાં પણ પરસ્પર ઘણો સમન્વય થયો છે. ભારતીય મલમલ અને રેશમી વસ્ત્રો મુસ્લિમ સમાજમાં અત્યંત લોકપ્રિય બન્યાં. મુસ્લિમ સ્ત્રીઓ કીમતી વસ્ત્રો અને આભૂષણો ધારણ કરવા લાગી. સુલતાનો અને બાદશાહો હિન્દુ રાજાઓની માફક આભૂષણો પહેરવા લાગ્યા. જે હિન્દુ સ્ત્રીઓએ મુસ્લિમો સાથે લગ્ન કર્યાં તેઓએ સેંથીમાં સિંદૂર ભરવાનું ચાલુ રાખ્યું. એ જ રીતે, હિન્દુઓમાં પાયજામો, કૂરતો, પહેરણ, સુરવાલ, અચકન, સાફો વગેરે મુસ્લિમ પોશાક પ્રચલિત થયા. ઉત્તર ભારતમાં લગ્નપ્રસંગે વરરાજાએ જામો પહેરવો અને માથે સહેરો બાંધવો એ મુસ્લિમ પ્રભાવનું પરિણામ છે.

એક્કો, બાદશાહ, રાણી, ગુલામ વગેરે શબ્દો ધરાવતી પાનાંની રમત હિન્દુઓમાં વ્યાપકપણે રમાવા લાગી. મિજબાનીઓ ગોઠવવી, આતશબાજી કરવી, અત્તર છાંટવું, હાથમાં મહેંદી લગાવવી વગેરે શોખ મુસ્લિમોના પ્રભાવથી હિંદુ સમાજમાં વધ્યા. મુસ્લિમ રાજદરબારોમાં શિષ્ટાચારની એક અલગ ભાત હતી. મુઘલ દરબારનાં શિષ્ટાચાર અને અદબ ઘણાં પ્રખ્યાત હતાં. આ શિષ્ટાચાર અને પ્રણાલી કેટલાક હિન્દુ રાજ્યદરબારોમાં પણ અપનાવવામાં આવ્યાં હતાં.

**( 2 ) ધાર્મિક ક્ષેત્રે સમન્વય :** હિન્દુ અને ઈસ્લામ એ બંને ધર્મો વચ્ચે પરસ્પર સમન્વય સાધવામાં મુસ્લિમ સૂફી સંતો અને કેટલાક હિન્દુ સંતોએ અગત્યનો ભાગ ભજવ્યો છે. તેઓએ બંને કોમોના ધર્મોમાંનાં સમાન તત્ત્વો આગળ કરી બંનેની પાયાની એકતા બતાવી. સૂફી સંતોએ તથા નિઝારી (ખોજા) સંપ્રદાયના પીરોએ કેટલાંક ઈસ્લામી તત્ત્વો પણ અપનાવ્યાં.

મધ્યકાલના સૂફી સંતો અને ભક્તિમાર્ગી સંતોએ સંઘર્ષ નિવારવા, સર્વ ધર્મોની તાત્ત્વિક એકતા દર્શાવવા સઘન પ્રયત્નો આદર્યા. કબીરે પોતાને અલ્લાહ અને રામનું સંતાન કહ્યા. તેમણે બંને ધર્મોને એક જ વૃક્ષની બે શાખાઓ તરીકે ઓળખાવી ઐક્ય પર ભાર મૂક્યો. સંત દાદુ દયાળે બે હાથ, બે પગ, બે કાન અને બે આંખની જેમ હિન્દુ અને

મુસલમાનને બે ભાઈઓ ગણાવ્યા. ગુરુ નાનક કહેતા કે રામ અને રહીમ તો એક જ છે. તમે એ જ ખુદાના બંદા છો. સંત પ્રાણનાથે કહ્યું છે કે જે વેદમાં છે તે જ કુરાનમાં છે. એ જ રીતે મુસ્લિમ સૂફી સંતો, ખોજા, પીરો વગેરે કેટલાક વિચારકોએ ધાર્મિક સમન્વય માટે અનેક પ્રયત્નો કર્યા હતા. ખોજાઓમાં ઈમામુદ્દીન જેવા નામાંકિત પીર થયા. તેઓએ હિન્દુઓમાં સહેલાઈથી ભળી શકાય એ માટે નામ અને હિન્દુ સિદ્ધાંતો અપનાવ્યા. દા.ત., પીર સદરુદ્દીને સચવેદ અને હરખચંદ જેવાં નામ ધારણ કર્યાં. તેમણે સૃષ્ટિના આદિપુરુષ હજરત આદમને વિષ્ણુના અવતાર, પયગંબર મુહમ્મદને મહેશ (શિવ)ના અવતાર અને પોતાને બ્રહ્માના અવતાર તરીકે ઓળખાવ્યા. ખોજા પંથમાં આવનાર હિન્દુઓને પોતાના રીતરિવાજ અને માન્યતાઓ અપનાવવાની છૂટ અપાઈ હતી.

સૂફી સંપ્રદાયે ભારતમાં આવ્યા પછી ધાર્મિક ઐક્ય સ્થાપવા માટે પોતાના સંપ્રદાયમાં હિન્દુ આચારો અને પદ્ધતિઓ પણ દાખલ કરી. ભારતના અદ્વૈતવાદ અને ભારતીય યોગપદ્ધતિનો પ્રેમસાધનામાં સમન્વય કર્યો. ઉપદેશ માટે ભારતીય રૂપક કથાઓ અપનાવી. ઈમાનદારી અને સાદાઈથી જીવતા આ મુસ્લિમ સંતો ભારતીય પ્રજાને અજાણ્યા ન લાગ્યા. વળી, સંગીત, કીર્તન, ભજન દ્વારા પ્રભુપ્રેમમાં તન્મય રહેનારા સૂફી સંતો પાસે નાત-જાત કે કોમના ભેદભાવ ભૂલી સૌ કોઈ આવવા લાગ્યા. લોકો હિન્દુ સાધુ-સંતોની જેમ તેમના પર પણ શ્રદ્ધા રાખવા લાગ્યા અને તેમના પ્રત્યે આદર દર્શાવવા લાગ્યા. હિન્દુ પ્રજામાં પીર અને ઓલિયાઓની પૂજા થવા લાગી. અજમેરના ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તી પ્રત્યે અનેક હિન્દુ-મુસ્લિમ શિષ્યો આકર્ષાયા હતા. હિન્દુઓ અને મુસ્લિમો વચ્ચે પરસ્પર ભાઈચારો અને સદ્ભાવ વધારવામાં તેમનો ફાળો અનન્ય છે. મહમુદ બેગડાના સમયમાં થઈ ગયેલા ઈમામશાહે ગુજરાતમાં પીરાણાપંથ સ્થાપી એમાં હિન્દુ અવતારવાદ, જગતની ઉત્પત્તિ, પયગંબરને 'ગુરુ' ગણવા તથા કુરાનને દૈવ-પ્રેરિત રૂપાત્મક ગણવું વગેરે વિચારોનો સમન્વય કર્યો હતો.

હિન્દુ અને ઈસ્લામ પરસ્પર નજીક આવવાથી કેટલાક નવા સંપ્રદાયો અસ્તિત્વમાં આવ્યા હતા. બંગાળના સુલતાન હુસૈનશાહે પ્રવર્તાવેલો 'સત્યપીર' પંથ અને શહેનશાહ અકબરનો 'દીને-ઈલાહી' આનાં જ્વલંત ઉદાહરણો છે. અકબરે ધાર્મિક જગતનાં ઉત્તમ તત્ત્વો, સિદ્ધાંત, આચાર-વિચાર અને ઉપાસના પદ્ધતિના જે કંઈ ઉત્તમ જણાયા તેવા અંશો લઈ 'દીને-ઈલાહી' નામે નવો ધર્મ સ્થાપ્યો હતો.

હિન્દુ પ્રજાના સંપર્ક અને સહઅસ્તિત્વને લીધે હિન્દુ સમાજમાં પ્રચલિત અનેક આચરણો અને વિધિઓ મુસ્લિમોના દૈનિક જીવનમાં પ્રવેશ્યાં હતાં. ઓલિયા અને પીરોમાં શ્રદ્ધા રાખવી, દરગાહ ઉપર માથું ટેકવવું, કબર ઉપર ફૂલ ચઢાવવાં, ફૂલોની ચાદર ઓઢાડવી વગેરે વિધિઓ હિન્દુ અસરને લીધે ઈસ્લામમાં પ્રવેશી. આ ઉપરાંત 'જય મહાવીર' કે 'હર હર મહાદેવ'ની માફક 'યા અલી'નો સૂત્રોચ્ચાર કરવો, શુકન-અપશુકનમાં માનવું, હિન્દુ શ્રાદ્ધને અનુરૂપ મૃત વ્યક્તિઓનાં નામ ઉપર 'તીજા-ભોજ' અને 'ખેરાત'નું આયોજન કરવું વગેરે આચારવિધિ હિન્દુ ભાવનાનાં જ પરિણામ છે. ગ્રહણ વખતે ઉપવાસ કરવાની અને પ્રાર્થનામાં લીન રહેવાની, ગ્રહણમોક્ષ બાદ શુદ્ધિ

માટે સ્નાન કરવાની પ્રથા મુસ્લિમોમાં હિન્દુઓમાંથી ઊતરી આવેલી છે. આમ, હિન્દુ અને ઇસ્લામ પરસ્પર એકબીજાને સતત પ્રભાવિત કરતા રહ્યા.

**( 3 ) કલાક્ષેત્રે સમન્વય** : ઇસ્લામના આગમન બાદ ભારતમાં વિકસેલી સ્થાપત્યકલા, ચિત્રકલા અને સંગીત એ હિન્દુ અને મુસ્લિમ કલાઓના સમન્વયનું સુંદર પરિણામ છે. શરૂઆતમાં હિન્દુ અને મુસ્લિમ કલાઓ પરસ્પરના પ્રભાવથી દૂર રહી, પરંતુ લાંબા સમયના સહવાસથી પરસ્પર પ્રભાવ પડવા લાગ્યો.

**સ્થાપત્ય** : ભારતીય ઇસ્લામી સ્થાપત્ય એ હિન્દુ કલાકારો અને મુસ્લિમ કારીગરીના સમન્વયનો એક વિશિષ્ટ અધ્યાય છે. ભારતમાં જે મસ્જિદ, મકબરા, રોજા અને મહેલો બંધાવવાં શરૂ થયાં એણે હિન્દુ અને મુસ્લિમ કારીગરોને હિન્દુ-મુસ્લિમ કલા તત્ત્વોના સમન્વય માટે પૂરતો મોકો પૂરો પાડ્યો છે. આમ તો, બંને ધર્મોની કલામાં મૂળભૂત વિરોધાભાસ હતો. હિન્દુઓ રૂપાંકન અને સુશોભનના શોખીન હતા, જ્યારે મુસ્લિમો સાદાઈ પસંદ કરતા. આ બંને તત્ત્વોનું ઇસ્લામી સ્થાપત્યોમાં અદ્ભુત મિલન થયું.

ભારતમાં ઇસ્લામી સ્થાપત્યોનાં બાંધકામમાં શરૂઆતમાં મુસ્લિમ કારીગરો પૂરતા પ્રમાણમાં ન હતા. આથી હિન્દુ કારીગરોનો સહકાર લેવો અનિવાર્ય હતો. બીજું, હિંદુ શિલ્પીઓ સ્થાપત્યોનાં બાંધકામમાં ઘણા કુશળ હતા. આથી મુસ્લિમ ઇજનેરોની દેખરેખ નીચે હિન્દુ કારીગરોએ બાંધકામ કર્યું. અને જ્યાંજ્યાં જરૂરી લાગ્યું ત્યાંત્યાં તેમણે હિન્દુ કલાકારીગરીનો વિનિયોગ કર્યો. મસ્જિદ કે મકબરાનું બાહ્ય માળખું ઇસ્લામી સિદ્ધાંતો મુજબ સાદગીપૂર્ણ રહ્યું. પરંતુ અંદરના સ્તંભો મહેરાબ, જાળીઓ, ગવાક્ષોમાં કે કબરો ઉપર ફૂલવેલની ભાત, કલ્પવલ્લી, પૂર્ણવિકસિત કમળ, વિવિધ તોરણોની ભાત અને સુશોભનાત્મક હિન્દુ અલંકરણોનો સુંદર રીતે ઉપયોગ કર્યો. આ સુશોભનાત્મક અલંકરણો અને રૂપાંકનોને લીધે સ્થાપત્ય ભવ્ય અને મનોહર દેખાવા લાગ્યું. આથી મુસ્લિમ સત્તાધીશોએ ખુશ થઈને આ પ્રવૃત્તિને પ્રોત્સાહન આપ્યું. પરિણામે 'ભારતીય-ઇસ્લામી' (Indo-Islamic) સ્થાપત્ય શૈલીનો ઉદય થયો. આથી, અન્ય મુસ્લિમ રાષ્ટ્રોની સરખામણીએ આજે ભારતનું ઇસ્લામી સ્થાપત્ય નોખું તરી આવે છે.

બંગાળ, ગુજરાત, માળવા અને જૌનપુરની ઇસ્લામી ઇમારતોમાં સ્થાનિક હિન્દુ કલાશૈલીનો વિશેષ પ્રભાવ જોવા મળે છે. અમદાવાદની જુમ્મા મસ્જિદના ગવાક્ષમાં કલ્પવૃક્ષનું આલેખન અનન્ય છે. રાણી રૂપમતીની મસ્જિદના ઝરૂખા અને સીદી સઈદની મસ્જિદની જાળીઓમાં હિન્દુ-મુસ્લિમ કલાકારીગરીનો અદ્ભુત સમન્વય થયો છે. આ ઉપરાંત ભરૂચ, ધોળકા, ચાંપાનેર તથા માંગરોળની ઇસ્લામી ઇમારતોમાં પણ હિન્દુ સુશોભનોનો મોટા પ્રમાણમાં ઉપયોગ થયો છે. મુઘલકાલીન ઇમારતોમાં આયોજન, બાંધકામ અને સજાવટ નમૂનેદાર છે. ફત્તેહપુર સીક્રી, આગ્રા અને દિલ્લીનાં સ્થાપત્યોમાં હિન્દુ, બૌદ્ધ, જૈન અને ઈરાની કલાનાં તત્ત્વોનો સુભગ સમન્વય થયો છે. આગ્રાનો તાજમહેલ તેનું સર્વોત્તમ પ્રતીક છે. હિન્દુ-મુસ્લિમ કલાતત્ત્વોના સમન્વયનો લાભ ઇસ્લામી સ્થાપત્યોની જેમ હિન્દુ સ્થાપત્યોને પણ મળ્યો છે. ઉત્તર ભારતની હિન્દુ ઇમારતોમાં ઇસ્લામી પ્રભાવ વિશેષ જોવા મળે છે. ભૌમિતિક રૂપાંકનોમાં ઈરાની શૈલીનો ખાસ પ્રયોગ

થયો છે. હિન્દુ-જૈન મંદિરોના ઘુમ્મટમાં ઇસ્લામી શૈલીની વ્યાપક અસર છે. મુસ્લિમ કારીગરોએ બાંધકામમાં જે કોંક્રિટ પદ્ધતિ પ્રચલિત બનાવી તે ધીમેધીમે હિન્દુ સ્થાપત્યો અને મહેલોનાં બાંધકામમાં અપનાવી લેવાઈ. રાજસ્થાન અને મધ્યપ્રદેશના રાજમહેલોનાં બાંધકામ અને સજાવટમાં મુસ્લિમ પ્રભાવ સ્પષ્ટ જણાય છે.

**ચિત્રકલા :** ભારતમાં ચિત્રો કરવાની પરંપરા ઇતિહાસના ઊગમકાલ જેટલી પ્રાચીન છે. ઈ.સ. પૂર્વે 1લી સદીથી ઈ.સ.ની 7મી 8મી સદીનાં ઉત્તમ ચિત્રો અજંટાની ગુફાઓમાં સચવાયાં હતાં. શરૂઆતમાં ગુફાઓ કે મંદિરોની દીવાલો ઉપર કે તાડપત્રો ઉપર ચિત્રો કરવામાં આવતાં હતાં; પરંતુ મુસ્લિમ પ્રજાના આગમન બાદ કાગળનો વપરાશ વધ્યો અને કાગળ પર ચિત્રો કરવાની પરંપરાનો વિકાસ થયો. ઇસ્લામમાં ચિત્રકલાનો નિષેધ હોવાથી સલ્તનતકાલ દરમિયાન સુલતાનોએ ખાસ પ્રોત્સાહન આપ્યું નહિ. જોકે કશ્મીર, માળવા, અહમદનગર, બિજાપુરના કેટલાક સુલતાનોએ થોડું પ્રોત્સાહન આપ્યું. મુઘલ બાદશાહ બાબર અને હુમાયૂં સાથે ખોરસાની અને ઈરાની ચિત્રકારો ભારતમાં આવ્યા. અકબરે તો શાહી ચિત્રશાળા શરૂ કરાવી. અહીં ઈરાની અને ભારતીય ચિત્રકારોએ સાથે મળીને જે ચિત્રો તૈયાર કર્યાં તેમાં હિન્દુ અને ઇસ્લામી શૈલીનો સમન્વય થયો. સમય જતાં તે શૈલી મુઘલ ચિત્રશૈલી તરીકે ઓળખાઈ. રંગ અને રેખાનું આયોજન, વેશભૂષા અને લાવણ્ય યોજનાની બાબતમાં મુઘલ ચિત્રશૈલીનો પ્રભાવ રાજપૂત ચિત્રકલા ઉપર વિશેષ વરતાય છે. મુસ્લિમ કલાકારોના પ્રભાવથી પુસ્તકોના અને ચિત્રોના હાંસિયા સજાવવા, સુલેખનની તરકીબો અજમાવવી, ચિત્રોમાં છાયા-પ્રકાશનું આયોજન કરવું, પ્રકૃતિનું નિરૂપણ કરવું વગેરે તત્ત્વો રાજપૂત ચિત્રકલામાં પ્રવેશ્યાં હતાં.

મુઘલકાલીન ચિત્રકારોએ રામાયણ, મહાભારત અને ભાગવત તથા પુરાણોને વિષયો બનાવીને સુંદર ચિત્રો તૈયાર કર્યાં હતાં. અકબરે 'રજમનામાં' (મહાભારત) નામે ઐતિહાસિક પ્રસંગો લઈને સચિત્ર હસ્તપ્રત તૈયાર કરાવી હતી. ભારતીય વિષયો અને વિશેષતાઓનો સમન્વય થતાં મુઘલ ચિત્રશૈલી મનોહર બની ગઈ.

**સંગીત અને નૃત્ય :** સ્થાપત્ય અને ચિત્રકલાના સમન્વયની અસર સંગીત ઉપર પણ થઈ. ઇસ્લામમાં સંગીતનો નિષેધ હોવાથી શરૂઆતમાં તેની ઉપેક્ષા કરવામાં આવી; પરંતુ સમય જતાં સૂફી પરંપરામાં ભક્તિભાવના પર વિશેષ ભાર મુકાયો હોવાથી સંગીત આવશ્યક બની ગયું અને ઈરાની સંગીતનો ભારતમાં પ્રવેશ થયો. ભારતીય મંદિરોમાં સંગીત-નૃત્યનું ખાસ સ્થાન હોવાથી મુસ્લિમોએ મકબરાઓમાં 'કવ્વાલી' અને 'ખયાલ' સ્વરૂપના સંગીતનો પ્રારંભ કર્યો. ભારતીય સંગીતાચાર્યોએ આ બંને પ્રકારોને પૂર્ણપણે અપનાવી લીધા. દિલ્લીના સુલતાન અલ્લાઉદ્દીન ખલજીનો દરબારી શાયર અમીર ખુસરો ઈરાની અને ભારતીય સંગીતનો ઊંડો અભ્યાસી હતો. તેણે ઈરાની અને ભારતીય રાગોનો સમન્વય કરી મુજીર, સાઝગરી, યમન, તરાના વગેરે રાગોનો આવિષ્કાર કર્યો. 'કવ્વાલી' નામની ગાનપદ્ધતિ વિકસાવી. ખુસરોએ ભારતીય વીણા અને ઈરાની તંબૂરાનો મેળ કરી 'સિતાર'ની શોધ કરી. પ્રાચીન ભારતીય મૃદંગને તબલાનું સ્વરૂપ આપ્યું. આ સમયગાળા દરમિયાન જૌનપુરના સુલતાનોએ 'ખયાલ' ગાયકીનો વિકાસ સાધ્યો તો ગ્વાલિયરના

રાજા માનસિંહે 'ધ્રુપદ' ગાયકીનો વિકાસ કર્યો. મુઘલ દરબારોમાં આ બંને ગાયકીનો ભારે આદર થયો. મુઘલ દરબારોમાં ગવાતું સંગીત 'દરબારી ગાયકી' તરીકે ઓળખાવા લાગ્યું. મુઘલ બાદશાહોના દરબારોમાં હિન્દુ અને મુસ્લિમ ઈરાની અને કશ્મીરી વગેરે ઉચ્ચ કોટીના 35 સંગીતકારો હતા. તાનસેન જેવા ગાયકોએ અનેક નવા રાગો પ્રચલિત કર્યા હતા. સંગીતના સંસ્કૃત ગ્રંથોના ફારસી અનુવાદ થયા હતા. અકબરનો સમકાલીન માળવાનો સુલતાન બાજબહાદુર હિન્દુસ્તાની સંગીતનો જ્ઞાતા હતો. બાજબહાદુર અને રાણી રૂપમતી મુસ્લિમ અને હિન્દુ હતાં. બંને અસાધારણ પ્રેમી હતા. ગઝલ, લાવણી, ઠુમરી, કવ્વાલી, ધૂન, ચતુરંગ વગેરેમાં આ હિન્દુ-મુસ્લિમ યુગલનું અગત્યનું પ્રદાન છે. આજે હિન્દુસ્તાની સંગીતમાં પ્રયોજાતાં વાજિંત્રો-સિતાર, શહનાઈ, નગારું, તબલાં, દિલરૂબા, રૂઆબ વગેરે મુસલમાન સંગીતકારોનું પ્રદાન છે.

**નૃત્ય :** મુઘલ બાદશાહોના આગમન સાથે ઈરાની દરબારી નૃત્યનું આગમન થયું. આ શૈલીની અસર ભારતના કથક નૃત્ય ઉપર વિશેષ પડેલી છે. કથક શૈલીનાં મૂળ ભરતમુનિના નાટ્યશાસ્ત્રમાં રહેલાં છે. પ્રાચીનકાલમાં રામાયણ-મહાભારતના પ્રસંગો લઈને આ નૃત્ય ભજવાતું. ધ્રુપદ અને કીર્તનો કથકનું મુખ્ય સંગીત હતાં. મુસ્લિમ સુલતાનો અને બાદશાહો આ નૃત્ય પ્રત્યે આકર્ષાયા. તેમાં અવધના વાજીદઅલીશાહે કથકનૃત્યના 'લખનૌ' ઘરાનાના વિકાસમાં મહત્ત્વનો ફાળો આપ્યો. કથકનૃત્ય દરબારમાં પ્રવેશ્યું. કીર્તન અને ધ્રુપદને સ્થાને ઠુમરી, ગઝલ ગવાવાં લાગ્યાં. રાજદરબારોમાં ઝૂકીને સલામ કરવાનો શિષ્ટાચાર નૃત્યમાં મુદ્રારૂપે દાખલ થયો. આથી, નૃત્યમુદ્રામાં 'સલામી', 'છપકો', 'અંદાજ' વગેરે ઉમેરાયાં. નૃત્યના પહેરવેશમાં ધોતી અને અંગરખું હતાં. તેને સ્થાને મુસ્લિમ પોશાક જામો, પાયજામો, દરબારી ટોપી અને દુપટ્ટો આવ્યાં. આમ, મુસ્લિમોના આગમન બાદ કથા-કીર્તનનું નૃત્ય જૂની ઘરેડમાંથી બહાર આવ્યું અને નવોન્મેષ પામ્યું. આમ છતાં, નૃત્યના વિષય તરીકે રાધા અને કૃષ્ણ તો યથાવત્ જ રહ્યાં.

ભારતમાં ઈસ્લામના આગમનથી વિશ્વની બે ભિન્ન સંસ્કૃતિનો પરસ્પર સંપર્ક થયો. શરૂઆતમાં સંઘર્ષ થયો; પરંતુ સમય જતાં બહુ મોટા પાયે સમન્વય સધાયો અને ભારતીય સંસ્કૃતિના ભાતીગળ પોતમાં એક નવો રંગ ઉમેરાયો.

## સ્વાધ્યાય

**1.** નીચેના પ્રશ્નોના જવાબ લખો :

(1) ઈસ્લામના ઉદય પૂર્વે અરબસ્તાનની સામાજિક પરિસ્થિતિ કેવી હતી ?
(2) પયગંબર સાહેબનો ઉપદેશ વર્ણવો.
(3) ભારતમાં ઈસ્લામના પ્રસારનાં પરિબળોની નોંધ કરો.
(4) હિન્દુ અને મુસ્લિમ પ્રજા વચ્ચે સામાજિક ક્ષેત્રે થયેલા સમન્વયની વીગતે છણાવટ કરો.

**2.** ટૂંક નોંધ લખો :

**(1) હજરત મુહમ્મદ પયગંબર સાહેબ**
**(2) અરબસ્તાનની સામાજિક અને ધાર્મિક સ્થિતિ**
**(3) કલાક્ષેત્રે સમન્વય**

●

# 4 ભારતમાં ભક્તિઆંદોલન

ભારતીય સંસ્કૃતિમાં હિન્દુ વિચારકોએ ઈશ્વરને પામવા માટે ત્રણ માર્ગો દર્શાવ્યા છે : ( 1 ) જ્ઞાનમાર્ગ, ( 2 ) ભક્તિમાર્ગ ( 3 ) કર્મમાર્ગ. ભક્તિનાં મૂળ વેદની ઋચાઓમાં કરવામાં આવેલી દેવ-દેવીઓની પ્રાર્થનામાં જોવા મળે છે. પૌરાણિક કાલમાં ભક્તિને વ્યવસ્થિત સ્વરૂપ આપવામાં આવ્યું. દક્ષિણ ભારતમાં જે વેદાંતી આચાર્યો થયા તેમાં રામાનુજ, નિંબાર્ક, મધ્વ અને વલ્લભાચાર્યે પોતાના સંપ્રદાયમાં ભક્તિને વધારે મહત્ત્વ આપ્યું. તેમની ભક્તિમાં વિષ્ણુના દસ અવતારો પૈકી કૃષ્ણ કેન્દ્ર સ્થાને રહેલા છે. નિંબાર્કે કૃષ્ણની સાથે રાધાનું પાત્ર ઉમેરીને રસરૂપક ભક્તિનો ઉપદેશ કર્યો. પુષ્ટિમાર્ગના પ્રવર્તક શ્રીમંત વલ્લભાચાર્યે તેમના સંપ્રદાયમાં પુષ્ટિભક્તિ પર ભાર મૂક્યો. શાસ્ત્રોમાં વર્ણવેલી ભક્તિને મર્યાદા ભક્તિ કહેવામાં આવે છે. ભગવાનનાં ચરણોમાં સર્વસ્વ સમર્પણ કરી દેવામાં આવે અને તેના બદલામાં ભગવાન ભક્તનું પોષણ કરે તેને પુષ્ટિભક્તિ કહેવામાં આવે છે.

વલ્લભાચાર્યે ઈશ્વરભક્તિ માટે ત્રણ માર્ગ બતાવેલા છે : ( 1 ) તનની ( 2 ) વિત્તની અને ( 3 ) મનની. પોતાના શરીર વડે ભગવાનની ભક્તિ કરવી એટલે કે ભગવાનના સ્નાન માટે તળાવ કે કૂવામાંથી પાણી લઈ આવવું, ફૂલની માળા ગૂંથવી, મંદિરમાં સફાઈ કરવી વગેરેને તનની ભક્તિ કહેવામાં આવે છે. ભગવાનનાં મંદિરો બંધાવવાં, ભગવાનનાં આભૂષણો અને વસ્ત્રો માટે આર્થિક ખર્ચ કરવો, ભગવાનને ભોગ ધરાવવો ઈત્યાદિ પ્રવૃત્તિ માટે ધનનો સદુપયોગ કરવો તેને વિત્તની ભક્તિ કહેવામાં આવે છે. શારીરિક અને આર્થિક સ્થિતિ સધ્ધર ન હોય તેવા ભક્તે ભગવાનનું નામસ્મરણ કરી માનસી ભક્તિ કરવી.

**ભારતમાં ભક્તિઆંદોલનની ભૂમિકા :** ભારતના સાંસ્કૃતિક ઇતિહાસમાં મધ્યકાલમાં થયેલા ભક્તિઆંદોલનનું વિશેષ મહત્ત્વ છે.

ભારતમાં સલ્તનતકાલ કે મુઘલકાલ દરમિયાન રાજકીય, સામાજિક અને ધાર્મિક સ્થિતિ ઘણી નિરાશાજનક હતી. મુસ્લિમ શાસકોની કટ્ટર ધાર્મિક નીતિ, હિન્દુ પ્રજામાં પ્રવર્તતી અસલામતી અને લાચારીને કારણે પ્રજામાં આવેલી ઉદાસીનતા, સમાજમાં જ્ઞાતિ-બંધનોની કઠોરતા, ઉચ્ચવર્ગનું ભોગ-વિલાસમય જીવન, નીચલા વર્ગોની દયાજનક સ્થિતિ, ધાર્મિક ક્ષેત્રે અંધશ્રદ્ધા વગેરે બાબતોને કારણે એક વ્યાપક સુધારાવાદી ચળવળ માટે યોગ્ય આંદોલનકારી ભૂમિકાની જરૂર હતી. આ જ સમયે દક્ષિણ ભારતમાં આળવારો અને એમને અનુસરીને રામાનંદે એક વૈષ્ણવ ભક્તિઆંદોલનનો આરંભ કર્યો હતો. સ્વામી રામાનંદે ઉત્તર ભારતના સમાજ અને ધર્મના ક્ષેત્રે પ્રવર્તતાં અનિષ્ટોનાં નિવારણ માટેની ચળવળ આરંભી અને થોડા સમયમાં ભક્તિઆંદોલન ઉત્તર ભારત, પૂર્વ ભારત અને પશ્ચિમ ભારતમાં ફેલાઈ ગયું.

**ભક્તિઆંદોલનનાં કારણો :** ( 1 ) હિન્દુ ધર્મ અનેક સંપ્રદાયો અને પેટા સંપ્રદાયોમાં વહેંચાઈ ગયો હતો. ધર્મ અને ઈશ્વરના નામે કર્મકાંડ, વહેમ, અંધશ્રદ્ધા ઈત્યાદિ સામાજિક અનિષ્ટો પોષાતાં હતાં. ધર્મની આવી અટપટી બાબતોમાં સામાન્ય પ્રજાને રસ ન હતો. સરળતાથી સમજી શકાય એવા ધર્મની જરૂર હતી. ( 2 ) હિન્દુ

ધર્મના શાસ્ત્રગ્રંથો મુખ્યત્વે સંસ્કૃત ભાષામાં રચાયેલા હતા. સમાજનો મોટો વર્ગ સંસ્કૃત જાણતો ન હતો. તેથી પોતાની પ્રાદેશિક ભાષામાં ધર્મનો મર્મ પ્રગટ થાય એમ સામાન્ય પ્રજા ઈચ્છતી હતી. આ કારણે આ સમયના સાધુસંતોએ પોતપોતાની પ્રાદેશિક ભાષામાં ભજનો, પદો અને કીર્તનો રચીને ધર્મનું રહસ્ય સામાન્ય પ્રજાને સમજાવ્યું. ( 3 ) સમાજના નીચલા વર્ગના લોકો તરફ સમદષ્ટિ અને સદ્વ્યવહાર કેળવીને તેમને હિન્દુ ધર્મમાં ટકાવી રાખવાનું અનિવાર્ય બન્યું હતું. હિન્દુ સમાજમાં જ્ઞાતિ પ્રથાની જટિલતા નિરંતર વધતી જતી હતી. ઊંચનીચના ભેદભાવને કારણે સમાજના નીચલા વર્ગના લોકો ખૂબ દુઃખી હતા. ખાસ કરીને અસ્પૃશ્ય ગણાતા લોકોને સમાજમાં કોઈ સ્થાન અને અધિકારો ન હતાં. ઊંચ વર્ગના લોકો તરફથી તેમને અનેક પ્રકારની કનડગત થતી.

ટૂંકમાં, ભક્તિઆંદોલનનાં પરિબળો માટે બહુજન સમાજ જેને સરળતાથી પાળી શકે એવા સાદા અને સરળ ધર્મની આવશ્યકતા હતી. દેશમાં જ્ઞાન માર્ગનો વ્યાપક ફેલાવો થયો હતો પણ બહુજન સમાજ એને સમજી શકે તેમ ન હતો. બીજી બાજુ અટપટો કર્મકાંડનો માર્ગ જનતાની જરૂરિયાત પૂરી કરી શકે તેમ ન હતો. આવી સ્થિતિમાં ભક્તિમાર્ગ સરળ અને રુચિકર હોવાથી લોકોએ એને તુરત અપનાવી લીધો.

**ભક્તિમાર્ગનાં લક્ષણો :** મધ્યકાલમાં જે ભક્તિઆંદોલન થયું તેનાં લક્ષણો નીચે પ્રમાણે તારવી શકાય :

**( 1 ) એકેશ્વરવાદનો સ્વીકાર :** ઈશ્વર એક જ છે. એનાં નામ ભલે જુદાં હોય પણ આખા વિશ્વમાં એક જ મહાનશક્તિ છે, તે વાત સ્વીકારવામાં આવી. આચાર્યો અને સંતોએ લોકોને એમ સમજાવ્યું કે ઈશ્વરની ઉપાસના સાકાર કે નિરાકાર (સગુણ કે નિર્ગુણ) ગમે તે સ્વરૂપે કરી શકાય, એમાં કોઈ ફેર નથી. ઈશ્વર તો એક જ છે.

**( 2 ) મોક્ષ માટે ભક્તિ :** માનવજીવનનું અંતિમ ધ્યેય મોક્ષ ગણાય છે. આ મોક્ષ મેળવવા યજ્ઞ કરાવવાની કે પુરોહિતો મારફતે ધાર્મિક ક્રિયા કરાવવાની જરૂર નથી. માત્ર ઈશ્વરની ભક્તિ કરવાથી કે નિઃસ્વાર્થ ભાવે પોતાનાં ઇષ્ટ દેવનાં ભજનકીર્તન કરવાથી મેળવી શકાય છે. મન, વચન અને કર્મથી પવિત્ર રહી ઈશ્વરભક્તિ કે નામસ્મરણ કરવા માત્રથી મોક્ષ મળે છે. ઈશ્વરની સંપૂર્ણ શરણાગતિ સ્વીકારવાથી મોક્ષ મેળવી શકાય છે. એ હકીકત સ્પષ્ટ થઈ.

**( 3 ) સમાનતા અને બંધુત્વની ભાવના :** ભક્તિમાર્ગનાં લક્ષણોમાં એક વિશિષ્ટતા તે જોવા મળે છે કે આચાર્યો અને સંતોએ વર્ણ, જાતિ, લિંગ અને ધર્મના નામે પાડેલા ભેદભાવોનો વિરોધ કર્યો અને જનમાનસને એમ સમજાવ્યું કે બધા જ માનવીઓ સમાન છે. બંધુત્વની ભાવના તેઓએ જગાડી સમાજને એક જ તાંતણે બાંધવાનો પ્રયત્ન કર્યો.

'જાતિ-પાતિ પૂછે નહિ કોઈ, હરકો ભજે સો હરિકા હોઈ' રામાનંદે આપેલા આ વિચારો ભક્તિઆંદોલનના મુખ્ય વિચારો થઈ ગયા. સમાનતા અને બંધુત્વના વિચારોનો ભારે પ્રચાર થયો.

**( 4 ) ગુરુનું મહત્ત્વ :** ભારતીય પરંપરામાં ગુરુ શબ્દનો અર્થ અંધારું ઉલેચનાર થાય છે. મધ્યકાલના સાધુસંતોએ સ્પષ્ટ જણાવ્યું છે કે ગુરુ વિના પરમાત્માની સાધના થઈ શકે નહિ. આ સંતોએ પોતાના ઉપદેશમાં ઈશ્વર કરતાં પણ ગુરુને વધારે મહત્ત્વ આપ્યું છે. ભક્તિમાર્ગમાં

ગુરુનું મહત્ત્વ સ્વીકારવામાં આવ્યું છે. ગુરુ નાનક જણાવે છે કે 'ગુરુ મુક્તિની નાવ છે.' શિષ્યના સૂતેલા આત્માને જગાડે છે. દિવ્ય ધામમાં જવા માટે ગુરુ સીડી સમાન છે. ગુરુ શિષ્યને સેવા, પ્રેમ અને ભક્તિના માર્ગે લઈ જાય છે. ગુરુ પોતાના શિષ્યને ઈશ્વરનો સાક્ષાત્કાર પણ કરાવી શકે છે. કબીરે પોતાના એક દોહામાં ઈશ્વર કરતાં ગુરુનું મહત્ત્વ સવિશેષ બતાવ્યું છે.

'ગુરુ ગોવિંદ દોનો ખડે, કાકો લાગું પાય ?
બલિહારી ગુરુ આપકી, ગોવિંદ દીયો બતાય.'

**પ્રાંત-પ્રાંતના સંતો :** આ દેશના જુદાજુદા પ્રાંતોમાં અનેક નાનામોટા સંતો અને આચાર્યો થયા. તેમણે ભક્તિઆંદોલન માટે ગામડેગામડે ફરીને લોકોને નવા વિચારોથી જાગ્રત કર્યા. ભોગવિલાસમય, આડંબર અને અંધશ્રદ્ધાથી ભરેલા સમાજજીવનમાં નવા વિચારોની જ્યોતિ પ્રગટાવી. દક્ષિણ ભારતમાં આલવાર વૈષ્ણવ સંતોએ-રામાનુજાચાર્ય જેવા આચાર્યોએ પ્રજાને નવા વિચારો આપ્યા. ઉત્તર ભારતમાં આ કાર્ય રામાનંદ, કબીર, નાનક, તુલસીદાસ, સૂરદાસ વગેરે સંતોએ કર્યું. મહારાષ્ટ્રમાં સંત જ્ઞાનેશ્વર, નામદેવ, તુકારામ, એકનાથ જેવા સમર્થ સંતોએ પ્રજાને જાગ્રત કરી. બંગાળમાં જયદેવ, ચૈતન્ય મહાપ્રભુ, ચંડીદાસ, બાઉલો અને ભજનિકાએ પ્રજામાં નવા વિચારો મૂક્યા અને નરસિંહ મહેતા અને મીરાંએ ગુજરાતની કૃષ્ણ ભક્તિમાં પ્રજાને તરબોળ કરી.

**ભક્તિઆંદોલનની અસર :** મધ્યકાલમાં ભક્તિઆંદોલન ચલાવનારા સંતોનું કાર્ય ભારતની સંસ્કૃતિમાં વિશિષ્ટ મહત્ત્વ ધરાવે છે. આ ભક્તિઆંદોલનની કેટલીક અસરો નીચે પ્રમાણે તારવી શકાય :

(1) ભક્તિઆંદોલનને કારણે નાત-જાતના ભેદભાવ ઓછા થવા લાગ્યા.

(2) અનેક દેવ-દેવીઓની ઉપાસનામાંથી લોકો એકેશ્વરવાદ તરફ વળ્યા.

(3) યજ્ઞો, મૂર્તિપૂજા, તીર્થાટન, પવિત્ર નદીઓમાં સ્નાન ઈત્યાદિ ધર્મના બાહ્ય કર્મકાંડ પ્રત્યે લોકો ઉપેક્ષા સેવવા લાગ્યા.

(4) સાધુ-સંતોના ઉપદેશથી સામાન્ય માનવીના વિચાર અને આચારમાં પરિવર્તન આવ્યું.

(5) ધર્મનાં દ્વાર સમાજના બધા વર્ણો અને બધી જ્ઞાતિઓ માટે ખૂલી ગયાં.

(6) રાજકીય પરિસ્થિતિ વિકટ હોવા છતાં સંતોનાં સચોટ ભજનો અને કીર્તનો દ્વારા તેમની ચેતના ટકી રહી.

(7) આ સમયે ભારતના જુદાજુદા ભાગોમાં થયેલા સંતોએ ભક્તિનો મહિમા વધારીને પ્રજામાં ધર્મનાં મૂળિયાં ઊંડાં નાખ્યાં. નોંધપાત્ર બાબત તો એ છે કે મોટા ભાગના સંતો સમાજના ઉચ્ચ વર્ણમાંથી આવેલા ન હતા. આમ છતાં, તેમની વાણીમાં અજબ સંસ્કારિતા પ્રગટેલી જોવા મળે છે. આ સાધુ-સંતોએ જીવનના અનુભવોમાંથી જે સમજ પ્રાપ્ત કરી, તેનું અમૃત સાદી અને સરળ ભાષામાં લોકોને પાયું.

વિદેશી પ્રજાઓનાં આક્રમણોથી ભારતની પ્રજાને ધર્મ અને સંસ્કૃતિના ક્ષેત્રમાં જે આઘાત લાગ્યો હતો તેને શાંત કરવામાં આ સંતોએ અગત્યનો ભાગ ભજવ્યો. પરિણામે, સંસ્કૃતિનો સંઘર્ષ સમન્વયમાં પરિવર્તિત થયો.

**દક્ષિણ ભારતની અલવાર પરંપરા :** અલવારોએ દક્ષિણ ભારતમાં વૈષ્ણવ

ભક્તિઆંદોલનની શરૂઆત કરી. તેઓએ એમ જાહેર કર્યું કે ભક્તિનો માર્ગ મોક્ષ કે આત્મસાક્ષાત્કાર માટે સર્વસુલભ, સરળ અને શ્રેષ્ઠ છે. તેમણે શાસ્ત્રસંમત ભક્તિ ભાવનામાં આમૂલ પરિવર્તન કરવાને બદલે એમાં જરૂરી સુધારાવધારા કર્યા. ભગવાનના અવતારોનો મુખ્ય હેતુ ભક્તો પર અનુગ્રહ કરવાનો હતો. તેથી ભગવાનનો અનુગ્રહ મેળવવા માટે ભક્તે ભગવાનને શરણે થવું જરૂરી હતું.

અલવાર ભક્તો સમાજના નીચલા થરના માણસો હતા. છતાં, તેમના સદ્‌ગુણો અને ભક્તિસમર્પિત જીવનને લઈને તેઓ સમાજમાં ઉચ્ચ સ્થાન અને પ્રતિષ્ઠાને પામ્યા. નવમી સદીમાં થયેલા નાથ મુનિએ અલવાર રચિત ભક્તિ-ગીતોને 'પ્રબંધમ્'માં સંગૃહિત કર્યાં. આ તમિલ ગ્રંથ 'પ્રબંધમ્'ને ભક્તિઆંદોલનનો આદિ ગ્રંથ ગણાવી શકાય. પણ ભક્તિ અંગેનાં વ્યવસ્થિત આંદોલનનો પ્રારંભ કરનાર તો અલવાર સંતો જ હતા.

**ઉત્તર ભારતની સંત પરંપરા** : ઉત્તર ભારતમાં ભક્તિઆંદોલનનાં બે કેન્દ્રો હતાં : ( 1 ) વૃંદાવન ( 2 ) બનારસ. ઘણા સાધુ-સંતોએ બનારસને પોતાની કર્મભૂમિ બનાવી ભક્તિનો પ્રચાર ભારતના અન્ય ભાગોમાં કર્યો હતો. ઉત્તર ભારતમાં ભક્તિના ઉદય અંગે એમ કહેવાય છે કે ભક્તિ દ્રવિડ દેશમાં ઊપજી અને ઉત્તરમાં તેને રામાનંદ લાવ્યા. સંત કબીરે તેને નવ ખંડ અને સાત દ્વીપમાં પ્રચલિત કરી.

**રામાનંદ** : દક્ષિણમાંથી ઉત્તર ભારતમાં ભક્તિ લાવનાર ક્રાંતિકારી સંત રામાનંદ હતા. તેમનો જન્મ **14**મી સદીના ઉત્તરાર્ધમાં પ્રયાગના કાન્યકુબ્જ બ્રાહ્મણ કુટુંબમાં થયો હતો. નાનપણથી રામાનંદ ઈશ્વરમાં અપાર શ્રદ્ધા ધરાવતા. તેઓ પ્રેમાળ, વિચારશીલ અને ભગવત્પરાયણ હતા.

યુવાન થતાં ગુરુ બનાવાની ઈચ્છા જાગી. તેમણે દક્ષિણ ભારતમાં શ્રી સંપ્રદાયના ગુરુ રાઘવાનંદજી પાસે દીક્ષા ગ્રહણ કરી. થોડા સમયમાં રામાનંદ શ્રી સંપ્રદાયના પ્રથમ પંક્તિના સંત ગણાવા લાગ્યા. થોડા સમયમાં ક્રાંતિકારી સંત તરીકે તેમની ખ્યાતિ ભારતમાં પ્રસરવા લાગી. આચાર-વિચારની બાબતમાં ગુરુ અને ગુરુભાઈઓ સાથે તેમને મતભેદ ઊભો થયો.

તેમણે ઉત્તર ભારતમાં બનારસને પોતાનું કેન્દ્ર બનાવ્યું અને ત્યાં લોકોને નવા વિચારો આપવાની શરૂઆત કરી. તેમના આ ઉપદેશને કારણે તેમના અનુયાયીઓએ 'રામાવત સંપ્રદાય' શરૂ કર્યો. રામાનંદે મોક્ષપ્રાપ્તિ માટે ભક્તિને સર્વોચ્ચ સાધન જણાવ્યું. તેમના મતે મુમુક્ષોએ ભગવાનને શરણે જવું એ જ ઉત્તમ માર્ગ છે. જીવ અસહાય છે. તેથી ઈશ્વરની કૃપા વગર તે આ સંસાર પાર કરી શકતો નથી. તેમણે 'રામ'ને પોતાના ઇષ્ટદેવ માન્યા હતા. તે લોકોને રામની ઉપાસના કરવાનું સમજાવતા. તે કહેતા કે રામ કૃપાસિંધુ, પરમકીર્તિપ્રાપ્ત, અચિંત્ય, વૈભવમુક્ત ભગવાન છે. ઈશ્વર જીવો પર પુત્રવત્ સ્નેહભાવ રાખે છે. પિતા પુત્રનું અહિત કરતો નથી તેમ ઈશ્વર માનવીનું કંઈ જ અહિત કરતો નથી. ઈશ્વર પોતાના ભક્તો પ્રત્યે પ્રેમભાવ રાખે છે. તેમનાં પાપકર્મો તરફ દૃષ્ટિપાત પણ કરતા નથી. આથી મોક્ષ-વાંચ્છુઓએ પોતાનાં બધાં શુભ કર્મો ઈશ્વરને અર્પણ કરી દેવાં જોઈએ. આમ કરવાથી તેઓ સંસાર-ભયથી મુક્ત થશે. ઈશ્વર કૃપાળુ છે. સારાં કર્મો જુએ છે. રામાનંદે ઉપદેશેલા આ વિચારોની ભારે અસર થઈ. ઈશ્વરની કૃપા માટે ઊંચ-નીચ, અમીર-ગરીબ બધા જ લોકો એકસરખા અધિકારી છે એ ભાવના તેમણે જગાવી. તેઓ કહેતા કે ઈશ્વરની પ્રાપ્તિ માટે

નામ જપન શ્રેષ્ઠ છે. આ માટે તેમણે 'શ્રી રામાય નમઃ'નો મંત્ર આપ્યો. તેમના ઉપદેશમાં અભેદભાવ હતો. તેઓ કહેતા કે 'જાતિ-પાંતિ પૂછે નહિ કોઈ, હરિકો ભજે સો હરિકા હોઈ.'

**કબીર :** કબીરનો જન્મ ઈ.સ.ની 15મી સદી પહેલાં થયેલો ગણાય છે. તેઓ રામાનંદના મુખ્ય શિષ્ય હતા. તેમના જીવન વિશે અનેક દંતકથાઓ પ્રચલિત થયેલી છે. તેઓ બ્રાહ્મણ માતાના ત્યજાયેલા સંતાન હતા અને નીરુ નામના પીંજારાએ તેમને ઊછેર્યા હતા. તેમણે બાળપણમાં વ્યવસ્થિત સૂફી સંતો અને મૌલવીઓની સોબતમાં રહીને જ્ઞાન પ્રાપ્ત કર્યું હતું.

રામાનંદની માફક કબીર પણ લોકોને તેમની લોકભાષામાં વાતો સમજાવવામાં માનતા હતા. નાતજાતના ભેદભાવ નિરર્થક છે એમ તેઓ માનતા. તીર્થસ્નાન, છૂતાછૂત, જપ-તપ વગેરેને તેમણે ખોટા બાહ્યાચારો જણાવ્યા છે. ઈશ્વરની ભક્તિ કરવામાં માનવીની જાતિ બાધક બનતી નથી. જન્મ પછી જ, લોકો બાળકોને કુળ, જાતિ, ઉચ્ચ અને નીચના ભેદભાવો ઊભા કરે છે. બધા જ માનવીમાં રક્ત-માંસ એકસરખાં છે. એકમાં શુદ્ધ અને બીજામાં અશુદ્ધ રક્ત હોતું નથી. ઈશ્વરે દરેકને સમાન બનાવ્યા છે. બધા માનવીઓની રચના એક સરખી જ છે.

કબીરે હિંદુ તેમજ મુસલમાન બંનેના બાહ્યાચારોની કડક ટીકા કરી હતી. તેઓ માનતા કે હિંદુ મુસલમાનોના મૂળ સિદ્ધાંતો વચ્ચે કોઈ અંતર નથી. બંને એક જ ઈશ્વરનાં સંતાનો છે. બધા જ માનવીનાં શરીર પંચમહાભૂતનાં બનેલાં છે. તે એક જ જમીન પર સૂવે, બેસે છે. આથી, ઈશ્વરની દૃષ્ટિએ તેઓ બધા સમાન છે. હિંદુ જેને 'રામ' કહે છે એને જ મુસલમાનો 'રહીમ' કહે છે. એક જ ઈશ્વરનાં તે જુદાં નામો છે. હિંદુઓ જેને દયા કે કૃપા કહે છે તેને જ મુસલમાનો રહેમત કહે છે. આમ, ભાવ એક જ છે પણ શબ્દો જુદાજુદા છે. કબીરે હિંદુ અને મુસલમાનોને પોતાના શિષ્યો બનાવ્યા. તે પોતાને હિંદુ કે મુસલમાન માનતા ન હતા.

કબીરના મતે સર્વોચ્ચ સત્તા એક છે. પણ તેને જુદાંજુદાં નામ આપવામાં આવ્યાં છે. લોકોએ નામભેદ ભૂલી જઈને તેનો સાર ગ્રહણ કરવો જોઈએ. બધા માનવોની પરમસત્તા નિરાકાર ઈશ્વર છે. તેની પ્રેમપૂર્વક ભક્તિ કરવાથી તેની કૃપા વરસે છે. ઈશ્વરને બહાર શોધવાને બદલે માનવીએ તેને પોતાની ભીતરમાં શોધવો જોઈએ. જે માનવી પોતાનું અંતઃકરણ શુદ્ધ રાખે છે તેને પરમસત્તાનો જલદી અનુભવ થાય છે. કબીરનાં પદો 'બીજક' નામના સંગ્રહમાં ગ્રથિત કરવામાં આવેલાં છે.

**ગુરુ નાનક :** ઉત્તર ભારતની સંત પરંપરામાં કબીર પછી બીજું મહત્ત્વનું નામ ગુરુ નાનકનું આવે છે. ભારતના ધાર્મિક ઇતિહાસમાં શીખ ધર્મના પ્રવર્તક તરીકે તેમનું નામ પ્રસિદ્ધ છે.

નાનકનો જન્મ ઈ.સ.ના 15મા સૈકામાં પંજાબના લાહોર નજીક તલવંડી ગામમાં થયો હતો. આ ગામ આજે 'ડેરાબાબા નાનકા' તરીકે ઓળખાય છે. આજે તે પાકિસ્તાનમાં આવેલું છે. તેમના પિતાનું નામ કાલુરામ ને માતાનું નામ તૃપ્તાજી હતું. કબીરની જેમ નાનકનું જીવન પણ અનેક દંતકથાઓથી ઘેરાયેલું છે. તેઓને શિક્ષણ આપવાનો ઘણો પ્રયત્ન તેમના પિતાશ્રીએ કર્યો પણ નાનક ગુરુજનોને પ્રશ્નો પૂછીને મૂંઝવતા હતા. નાનક બાળપણથી જ ત્યાગ અને વૈરાગ્યની વૃત્તિ ધરાવતા હતા. તેઓ મોટા ભાગનો સમય ચિંતનમાં ગુજારતા હતા. તેઓને 'સતનામ'નો ઉપદેશ કરવાની અને લોકોના સાચા

ગુરુ થવાની પ્રેરણા ઈશ્વર પાસેથી પ્રાપ્ત થઈ હતી. તેઓ ઉપદેશ કરતી વખતે લહના નામનો સારંગીવાળો પોતાની સાથે રાખતા હતા અને સંગીતની મદદથી લોકોને ધર્મના મર્મ સમજાવતા હતા. તેમણે પોતાના ઉપદેશમાં નાતજાતના ભેદ દૂર કરી માનવનો મહિમા ગાયો. તેઓ કહેતા હતા કે માનવ પ્રથમ માનવ છે અને પછી હિંદુ કે મુસલમાન છે. અલ્લાહના દરબારમાં હિંદુ અને મુસલમાન એવો કોઈ ભેદ નથી. ઈશ્વર એક છે. ઈશ્વર સત્ય છે. તે જગતનો કર્તા, અજન્મા અને સ્વયંભૂ છે. તે જ ગુરુ છે. અને તે જ સાચો સાહેબ છે. તેનું શરણું લઈ તેના આદેશોનું પાલન કરી શિસ્તબદ્ધ જીવન જીવવું જોઈએ. તેમણે પોતાના ઉપદેશમાં નામ જપન પર ભાર મૂક્યો. તેઓ કહેતા કે ઈશ્વરની ભક્તિ માટે નામ-જપન તે શ્રેષ્ઠ પ્રવૃત્તિ છે.

ગુરુ નાનકનો ઉપદેશ 'જપજી' તરીકે ઓળખાય છે. અને ગ્રંથ સાહેબના પહેલા મહોલ્લામાં સંગ્રહિત કરવામાં આવ્યો છે. નાનકને હિંદુ શિષ્યો અને મુસ્લિમ શિષ્યો ગુરુ તરીકે સ્વીકારતા હતા. આ કારણે ઇતિહાસવિદો તેમને હિંદુઓના 'ગુરુ' અને મુસલમાનોંકા 'પીર' તરીકે ઓળખાવે છે. ભારતના ઇતિહાસમાં હિંદુ અને મુસ્લિમ સંસ્કૃતિના સમન્વયકાર તરીકે તેમનું નામ અમર થયેલું છે.

**સંત તુલસીદાસ** : ઉત્તર ભારતની સંત પરંપરામાં 'રામચરિત માનસ'ના કવિ તરીકે તુલસીદાસનું નામ ખૂબ પ્રખ્યાત થયેલું છે. તેમની ચોપાઈઓ આજે પણ કેવળ ઉત્તર ભારતમાં જ નહિ પણ સમગ્ર ભારતમાં ગવાય છે.

તેમનો જન્મ પ્રયાગ પાસે આવેલા બાંદા જિલ્લાના રાજાપુર ગામમાં ઈ.સ.ના 16મા સૈકામાં થયો હતો. તેમના પિતાનું નામ આત્મારામ દૂબે અને માતાનું નામ હુલસી હતું. જન્મ સમયે તેમના મોંમાં બત્રીસ દાંત હતા અને બાળકના કદ કરતાં તે મોટા લાગતા. નાનપણમાં જ માતા-પિતાની છત્રછાયા ગુમાવી બેઠેલા તુલસીદાસને નાનપણમાં અનેક મુશ્કેલીઓનો સામનો કરવો પડ્યો. શ્રી નરહર્યાનંદજીએ તેમની નાની ઉંમરે તેમને પોતાના શિષ્ય બનાવ્યા. અને તેમનું નામ 'રામબોલા' રાખ્યું. તેમની મેધાવી યાદશક્તિથી ગુરુ પ્રસન્ન થયા. તે એકવાર જે સાંભળતા તે તેમને યાદ રહી જતું. તેમના ગુરુએ તેમને રામચરિત વિશેનું જ્ઞાન આપ્યું. થોડા સમય પછી તે કાશી ગયા. ત્યાં શેષ સનાતનજીની પાસે રહીને પંદર વરસ સુધી તેમણે વેદ-વેદાંતનો અભ્યાસ કર્યો. વતનમાં કોઈ હયાત નહિ હોવાથી તે ત્યાં લોકોને રામની કથા સંભળાવતા. 29 વર્ષની ઉંમરે તેમનાં લગ્ન એક સુંદર કન્યા સાથે થયાં. તેના પ્રેમમાં ખૂબ આસક્ત બનેલા તુલસીદાસને તેમની પત્નીએ કહ્યું કે આટલો પ્રેમ ભગવાન પ્રત્યે બતાવ્યો હોત તો બેડો પાર થઈ જાત. આ શબ્દોની તેમના પર ભારે અસર થઈ. તેમણે ગૃહસ્થીનો ત્યાગ કરી સાધુવેશ ધારણ કર્યો. તેઓ કાશીમાં લોકોને રામકથા કહેતા. ત્યાંથી તેઓ અયોધ્યા આવ્યા અને લોકોની ભાષામાં 'રામચરિત માનસ'નું પારાયણ કરવા લાગ્યા. અહીં જ 'રામચરિત માનસ'ની ચોપાઈઓ સંભળાવવા લાગ્યા. તે પહેલાં તેમણે ભારતના કેટલાક પ્રદેશોમાં પર્યટન કર્યું. ભારતની પ્રજાની સામાજિક અને ધાર્મિક પતનની અવદશા તેમણે જાતે જોઈ તેથી તેમને ભારે દુઃખ થયું. ઉચ્ચ શ્રીમંત વર્ગ ભોગવિલાસમાં ડૂબેલો હતો. ગરીબ નીચલા વર્ગના લોકો ગરીબાઈ, અજ્ઞાન અને રોગોથી પીડાતા હતા. સંસારિક દુઃખો

અને મુશ્કેલીઓ આવી પડતાં લોકો સંન્યાસી થઈ જતા. આવા સંન્યાસીઓની સંખ્યા ભારતમાં ઘણી વધી ગઈ હતી. સમાજમાં ધનની મહત્તા વધી હતી. પંડિતો અને જ્ઞાનીઓનો સમાજ સાથેનો સંપર્ક ઓછો થઈ ગયો હતો. આખા દેશમાં લોકોમાં આદર્શહીનતા અને સ્વાર્થ વ્યાપી ગયાં હતાં. સમાજ વિભાજિત થઈ રહ્યો હતો. આ પરિસ્થિતિમાં સમાજ અને દેશને એકસૂત્રમાં બાંધવાનું કાર્ય તુલસીદાસે ઉપાડ્યું.

તુલસીદાસે દેશમાં સમાજમાં સમન્વય સ્થાપવા માટે રામના ચરિતને પસંદ કર્યું. રામચરિત માનસની રચના દ્વારા લોકોમાં ઉત્તમ જીવનના આદર્શો રજૂ કર્યા. તેમણે રામચરિત માનસ દ્વારા ભક્તિ અને જ્ઞાનનો નિર્ગુણ અને સગુણનો સમન્વય કરવાનો પ્રયત્ન કર્યો અને તેમાં સમાજના જુદાજુદા લોકોને એકસૂત્રે બાંધવાનો પ્રયત્ન કર્યો. તેમણે રામના ચરિત દ્વારા હિંદુ સમાજનું સાચું ચિત્ર રજૂ કર્યું અને ભારતીય સંસ્કૃતિની અનન્ય સેવા કરી.

તુલસીદાસ રામના પરમ ઉપાસક અને અનન્ય ભક્ત બન્યા હતા. તેમણે રામના રૂપમાં ત્રણ ગુણોની પ્રતિષ્ઠા કરી હતી : શીલ, સૌંદર્ય અને વીર્ય. તેમણે લોકોમાં સંસ્કાર સિંચન કર્યું હતું. તુલસીદાસે આ ત્રણ ગુણોમાં શીલને ખૂબ મહત્ત્વ આપ્યું. તેમણે લોકોને પ્રવૃત્તિ માર્ગ અને નિવૃત્તિ માર્ગના વિચારો સમજાવી બંનેનો સમન્વય કરવાનો પ્રયત્ન કર્યો હતો. તેમણે લોકોના સંસાર-ત્યાગનો નિષેધ કર્યો. સાથેસાથે, સંસારના કલ્યાણ માટે ત્યાગ કરવાનું સમજાવ્યું. સમાજમાં માતા-પિતા, ભાઈ, ગુરુ અને પત્નીનું કેવું સ્થાન હોવું જોઈએ, કેવા સંબંધો હોવા જોઈએ તે વિચારો રામચરિત દ્વારા લોકો સમક્ષ રજૂ કર્યા. તેઓ એમ કહેતા કે 'રામ ભજન સોઈ મુકુતિ ગોસાઈ' એટલે મુક્તિનો સરળ માર્ગ તો રામભજન છે. આ રામભજન દાસભાવે કરવું જોઈએ.

રામચરિત માનસ દ્વારા તેમણે લોકોને એમ સમજાવ્યું કે રામની સેવા જ સાચી સેવા છે. આ સેવાથી ભૌતિક અને આધ્યાત્મિક બંને પ્રકારનાં સુખ પ્રાપ્ત થાય છે. રામ ક્ષમાશીલ, શરણાગતવત્સલ, કરુણામય છે. તેમની સેવા કરવાથી સેવક ભવસાગર પાર ઊતરી જાય છે.

તુલસીદાસના વિચારો 'રામચરિત માનસ' અને 'વિનયપત્રિકા' જેવી તેમની કૃતિઓમાં વ્યક્ત થયા છે. ભારતીય સંસ્કૃતિમાં સ્થિર થયેલા કૌટુંબિક આદર્શો તેમણે પ્રજા સમક્ષ મૂકેલા છે. વર્ણાશ્રમ ધર્મ, અવતારવાદ, મૂર્તિપૂજા, ગો-બ્રાહ્મણરક્ષા જેવા અનેક આદર્શો તેમણે પ્રજાને સમજાવેલા છે. તુલસીદાસે ભાઈ-ભાઈનો અપૂર્વ પ્રેમ, સ્વરાજનો સિદ્ધાંત અને સુશાસનના આદર્શો પ્રજા સમક્ષ મૂકેલા છે. રામ અને શિવ વચ્ચે કોઈ ભેદ નથી એ વાત તેમણે સ્પષ્ટ રીતે સમજાવેલી છે. તેમણે સમગ્ર હિંદુ સમાજને એકસૂત્રમાં બાંધવાનો પ્રયત્ન કર્યો. તેમણે બધા દેવો સમાન છે તે સમજાવ્યું અને ઉત્તર ભારતની પ્રજાને એ સમયની પરિસ્થિતિમાં ખૂબ શ્રદ્ધાવાન બનાવી. ત્યાંની પ્રજાના દિલમાં 'રામ' પ્રત્યે અનન્ય ભાવ અને પ્રેમ જગાડ્યો. 'રામચરિત માનસ' દ્વારા તેમનો ભક્તિ સંદેશ આખા ઉત્તર ભારતમાં ફેલાઈ ગયો.

**સૂરદાસ :** ભારતીય સંસ્કૃતિમાં 16મી સદીમાં થયેલા બિલાગંગલ-સૂરદાસનું નામ તેમનાં કૃષ્ણભક્તિનાં શૃંગારનાં પદોને કારણે અમર થયેલું છે. તેમનાં જીવન અને કવન વિશે ઇતિહાસ મૌન છે. અનેક દંતકથાઓ અને પુરાકલ્પન કથાઓથી તેમનું જીવન

ઘેરાયેલું છે. તેઓ જન્મથી અંધ હતા કે કામાસક્તિથી દુઃખી થઈને પોતે પોતાને હાથે ચર્મચક્ષુ ફોડી નાખ્યાં હતાં એ અંગે ઘણો મતભેદ પ્રવર્તે છે. સત્ય ગમે તે હોય પણ સૂરદાસ અંધ હતા અને કૃષ્ણભક્તિ દ્વારા તેમનાં મનઃચક્ષુ ખૂલી ગયાં હતાં. તેમનાં હજારો પદો વડે તે આજે જીવંત છે. ભગવાન શ્રીકૃષ્ણની બાળલીલાઓનું વર્ણન સૂરદાસે તેમનાં પદોમાં કર્યું છે તે અદ્‌ભુત અને અદ્વિતીય છે.

સૂરદાસનાં પદો વ્રજભાષામાં લખાયેલાં છે. તેઓ વૃંદાવનીય ભક્તિના ઉદ્‌ગાતા હતા. તેમણે રાધાના હૃદયના ઉત્કટ અને ઉત્તમ ભાવોને પોતાનાં પદોમાં વાચા આપી છે. તેમની વાણી, 'સૂરસાગર', 'સૂરસારાવલી', 'સાહિત્યલહરી', 'ભાગવત દશમસ્કંધની ટીકા', 'દમયન્તી', ઈત્યાદિમાં સંગ્રહવામાં આવી છે.

તેમનાં પદોમાં જે સંદેશ પડેલો છે તે પ્રેમભક્તિનો છે. સંસારમાં મનુષ્ય સંબંધોની દુનિયામાં જીવનારું પ્રાણી છે. પ્રેમ નામના તત્ત્વને આધારે માનવી આનંદમય જીવન જીવે છે.

તેમની વાણીમાં પુષ્ટિમાર્ગની વિચારધારા વ્યક્ત થઈ છે. તેમના મતે દેહ અપવિત્ર છે. મનુષ્યનો આત્મા સુખની શોધમાં છે; પરંતુ તે સંસારના વિષયોમાં લીન રહેવાથી તેને સુખ મળતું નથી. તે સંસારની માયાજાળમાં ફસાયેલો છે. શ્રીકૃષ્ણ પરમાત્માની ભક્તિ જીવનને પરમ શાંતિ આપે છે. સંસારના વિષયોમાંથી પોતાના મનને ખેંચીને સત્સંગ કે ઈશ્વરમાં લગાડવું જોઈએ, શ્રીકૃષ્ણને આત્મસમર્પણ કરવું જોઈએ. એનાથી માનવીના આત્માને ઈશ્વર કલ્યાણ તરફ દોરી જાય છે.

ભાષા, ભાવ અને સંગીતના સમન્વયને કારણે સૂરદાસનાં પદો ભારે લોકપ્રિય બન્યાં છે. સૂરદાસનો સંદેશો છે કે ભગવદ્‌કૃપા અને કૃષ્ણભક્તિ એ જીવનનું સારભૂત તત્ત્વ છે. મનુષ્યજીવન એ પ્રેમભક્તિની યાત્રા છે.

**મહારાષ્ટ્રમાં સંત પરંપરા :** જ્ઞાનદેવ, નામદેવ, તુકારામ અને એકનાથ જેવા પ્રભાવક સંતોએ મહારાષ્ટ્રમાં ભક્તિઆંદોલનના વિચારો પ્રજામાં ફેલાવ્યા. ઉત્તર ભારતના સંતોની જેમ આ સંતોએ આ વિચારો ફેલાવ્યા. આ વિચારો ફેલાવવા માટેનું પંઢરપુર મુખ્ય કેન્દ્ર હતું. અનેક સંતોએ શ્રીકૃષ્ણની ભક્તિનો મહિમા પોતાની રચનાઓ દ્વારા પ્રજામાં વહેતો કર્યો. આમ, મહારાષ્ટ્રમાં ભક્તિઆંદોલન શરૂ થયું તેના પ્રણેતાઓ વિશે હવે જોઈએ.

**જ્ઞાનેશ્વર :** 13મી સદીના ઉત્તરાર્ધમાં (ઈ.સ. 1275 ઈ.સ. 1296) થયેલા જ્ઞાનેશ્વર મહારાષ્ટ્રના એક પ્રસિદ્ધ સંત હતા. પોતાની રચનાઓ અને ઉપદેશો વડે તેમણે મહારાષ્ટ્ર અને સમગ્ર ભારતમાં ભારે ખ્યાતિ મેળવી હતી. પંઢરપુરના વિઠ્ઠલનાથની ભક્તિનો એમણે વ્યાપક પ્રચાર કર્યો હતો. તેમણે ગીતા પર ગહનજ્ઞાનથી ભરેલી 'ભાવાર્થ દીપિકા' (જ્ઞાનેશ્વરી) નામની રચના નાની ઉંમરે કરી હતી. તેમની અન્ય રચનાઓમાં 'અમૃતાનુભવ' અને સરળ અભંગોનો સમાવેશ થાય છે. જેમ શુદ્ધ સોનામાં શુદ્ધ સોનું ઉમેરાતાં બંનેની સરખી કિંમત અંકાય છે તેમ પ્રભુમય બન્યા પછી પ્રભુ અને ભક્ત વચ્ચે કોઈ અંતર રહેતું નથી. જ્ઞાનેશ્વર જણાવે છે કે જાગ્રત થયા પછી સ્વપ્ન ભાસતું નથી, તેમ બ્રહ્મસ્વરૂપનું જ્ઞાન થયા, પછી આ જગતનો મિથ્યાભાસ નાશ પામે છે. ઈશ્વરની શરણાગતિ સ્વીકારી તેને નિરંતર યાદ કરવાથી માનવી ઈશ્વરમય સ્થિતિએ પહોંચી જાય છે. મહારાષ્ટ્રની લોકકથાઓમાં તેમણે દીવાલને ચણાવી હોવાની વાત છે. જ્ઞાનેશ્વરની

'જ્ઞાનેશ્વરી' વિશ્વ સાહિત્યમાં સ્થાન પામી છે. તે 'ભગવદ્‌ગીતા' પરની ટીકા છે. એમાં તત્ત્વજ્ઞાનરૂપી કાવ્યના ઉત્તમ અંશો છે. જ્ઞાનેશ્વરની બીજી કૃતિ 'અમૃતાનુભવ' ઉપનિષદના તત્ત્વજ્ઞાન પર આધારિત મહાન રચના છે. બીજી પચીસેક જેટલી કૃતિઓ તેમના નામે જાણીતી છે. તેમણે રચેલા સહસ્ર જેટલા અભંગો મળે છે. વારકરી સંપ્રદાયના લોકો માટે અભંગોના બે સંગ્રહો - 'ગાથા' અને 'જ્ઞાનેશ્વરી' મહત્ત્વના શ્રદ્ધાપ્રેરક ગ્રંથો છે.

**નામદેવ :** જ્ઞાનેશ્વરના સમકાલીન નામદેવ (ઈ.સ. 1270થી ઈ.સ. 1350) મહારાષ્ટ્રના સંતોમાં અગત્યનું સ્થાન ધરાવે છે. તેમના ઉપદેશો મહારાષ્ટ્ર ઉપરાંત ઉત્તર ભારતમાં પંજાબ સુધી ફેલાયેલા હતા. તેઓ જ્ઞાતિએ દરજી હતા. શરૂઆતમાં તેઓ પરમેશ્વરના સગુણ સાકાર સ્વરૂપના ઉપાસક હતા. પણ પાછળથી મંદિરો અને મૂર્તિઓનું વિદેશીઓ દ્વારા ખંડન થતું જોઈને નિર્ગુણ નિરાકાર ઈશ્વરના ઉપાસક અને ઉપદેશક બન્યા હતા. તેમની રચનાઓની શરૂઆત પંઢરપુરના વિઠોબાથી થઈ છે. તેઓ કહેતા કે નાતજાત, સ્નાન-ધ્યાન, તીર્થયાત્રા, વ્રત-ઉપાસના, યજ્ઞ-દાન બધું નિરર્થક છે. સહુનાં અંતરમાં વ્યાપ્ત બ્રહ્મ જ સત્ય છે. સંસાર મિથ્યા છે. સંત-સમાગમ, ભજન, કથાશ્રવણ, પ્રાયશ્ચિત્ત અને ઈશ્વરના નામસ્મરણથી અંતઃકરણ શુદ્ધ થાય છે. સંસારમાંથી આસક્તિ ઘટે છે અને આત્મજ્ઞાન થાય છે. તેમના કેટલાક અભંગો ગ્રંથસાહેબમાં સ્થાન પામ્યાં છે.

નામદેવે મરાઠીમાં વિપુલ સાહિત્ય રચ્યું. તેમણે 'રામ-કૃષ્ણ-હરિ' કે વિઠ્ઠલને અનુલક્ષીને પોતાના સાહિત્યની રચના કરેલી છે. એમણે હજારો અભંગો રચ્યાં છે. એમાં એમના શિષ્યોએ પણ ફાળો આપ્યો છે.

**તુકારામ :** તુકારામનો જન્મ ઈ.સ. 1608માં એક ખેડૂત કુટુંબમાં થયો હતો. તેમની પત્ની કર્કશ સ્વભાવની હતી. તેમના આ પ્રકારના દુઃખી લગ્નજીવને તેમને ધર્મ તરફ વાળ્યા હતા. પંઢરપુરના વિઠોબા પ્રત્યે તેમને અપાર શ્રદ્ધા હતી. વિઠોબાને આત્મસમર્પણ કરી તેઓ પંઢરપુરમાં ભગવદ્‌પરાયણ જીવન ગાળવા લાગ્યા હતા.

તુકારામ પોતાને મળવા આવતા ભક્તોને સમજાવતા કે મનમાંથી દેહભાવ કાઢીને આત્માને ઓળખો. ઇન્દ્રિયોને વશ કરવાથી મન વશ થશે. વિષયની આસક્તિને છોડો. શ્રીહરિની અખંડ ધૂન લાગતાં આ કાયા પણ શ્રીહરિની બની જશે. આવું થશે ત્યારે મન અખંડ આનંદથી ઊછળવા લાગશે. નેત્રમાંથી નિરંતર પ્રેમ વહેવા લાગશે. તેઓ એમ કહેતા કે કીડો ભમરો બન્યા પછી કીડો અને ભમરો જુદા રહેતા નથી. તેમ ભક્ત પણ ભગવાનથી અલગ રહેતો નથી. માટે ઈશ્વરનું ધ્યાન ધરો. તેમણે રચેલા ભક્તિથી તરબોળ અભંગો ખૂબ પ્રખ્યાત છે. આજે પણ મહારાષ્ટ્રમાં તે ખૂબ લોકપ્રિય થયા છે.

**એકનાથ :** એકનાથનો જન્મ ઈ.સ. 1548માં બ્રાહ્મણ કુટુંબમાં થયો હતો. તેઓ નાનપણથી દરેક માનવીને સમાન માનતા. તે જમાનામાં ચુસ્ત જ્ઞાતિપ્રથા હોવા છતાં તેઓ નાત-જાત અને ઊંચનીચના ભેદભાવમાં માનતા ન હતા. દલિતોનાં દુઃખો જોઈને તેમનાં પ્રત્યે વિશેષ લાગણી ધરાવતા હતા. તેઓ હોમ-હવન અને યજ્ઞના વિરોધી હતા. તે ઈશ્વરભક્તિમાં માનતા. તેમણે હરિભક્તિનો સારો પ્રચાર કર્યો. તેમણે મોટી સંખ્યામાં હરિપથ અને અભંગો રચ્યા હતા. તેમના પ્રભાવથી પૈઠણમાં હરિકથા અને હરિનામ સંકીર્તનની ધૂમ મચી ગઈ હતી. લોકોને તેમનામાં અનન્ય શ્રદ્ધા હતી.

**બંગાળની સંતપરંપરા :** ભારતના બીજા ભાગોમાં જ્યારે ભક્તિઆંદોલનનો પ્રચાર ચાલુ હતો ત્યારે બંગાળામાં પણ તેના તણખા ફૂટ્યા હતા. આ ભક્તિઆંદોલનમાં મહાકવિ જયદેવ, ચૈતન્ય મહાપ્રભુ, ચંડીદાસ તથા બાઉલ સંતોનો નોંધપાત્ર ફાળો છે.

**મહાકવિ જયદેવ :** બંગાળની સંતપરંપરામાં મહાકવિ જયદેવનું નામ અગ્રસ્થાને છે. બારમી સદીમાં બંગાળના કેન્દુબિલ્વ ગામમાં તેમનો જન્મ થયો હતો. તેમના પિતાનું નામ ભોજદેવ અને માતાનું નામ રમાદેવી હતું. તેમના બાળપણ વિશે ચોક્કસ માહિતી મળતી નથી. પણ તે નાનપણથી ઈશ્વર પ્રત્યે અપાર શ્રદ્ધા રાખતા. ઓરિસ્સાના રાજા લક્ષ્મણસેને જયદેવને રાજ્યાશ્રય આપ્યો અને તેમણે રાધા અને કૃષ્ણના દિવ્ય પ્રેમનું નિરૂપણ તેમના પ્રસિદ્ધ કાવ્ય 'ગીત ગોવિંદ'માં કર્યું. એમ કહેવાય છે કે આ કાવ્યમાં જયદેવે કૃષ્ણભક્તિ દ્વારા માનવપ્રેમની રજૂઆત કરી. સમગ્ર ભારતભરમાં ગીતગોવિંદની અષ્ટપદીઓ આજે પણ ગવાય છે.

**ચૈતન્ય મહાપ્રભુ :** બંગાળને ભક્તિરસમાં તરબોળ કરનાર ચૈતન્ય પુષ્ટિમાર્ગ પ્રવર્તક વલ્લભાચાર્યના સમકાલીન હતા. ચૈતન્યનો જન્મ ઈ.સ. 1485માં પ્રસિદ્ધ વિદ્યાધામ નવદીપ (નદીયા)માં થયો હતો. જન્મથી જ તેઓ અત્યંત સ્વરૂપવાન હોવાથી તેમનું નામ ગૌરાંગ પાડવામાં આવ્યું હતું. તેમનો જન્મ લીમડાના ઝાડ નીચે થયો હોવાથી તેઓ નીમાઈ તરીકે પણ ઓળખાતા. નાનપણથી તેઓ અત્યંત બુદ્ધિશાળી હતા. ચૈતન્ય હંમેશાં કૃષ્ણભક્તિની મસ્તીમાં રહેતા. તેઓ 'હરિબોલ, હરિબોલ'ની ધૂન લગાવતા. તેમણે કોઈ વિચારસરણી કે સંપ્રદાય સ્થાપ્યો નથી. પણ શુદ્ધ કૃષ્ણભક્તિનો મહિમા ગાયો છે. હરિબોલનો મંત્ર બોલતી વખતે તેઓ ભાવવિભોર બનીને ભક્તિ ને સમાધિમાં રસતરબોળ બની જતા.

નાતજાતના ભેદભાવ વિના લોકો તેમનાં કીર્તનોમાં જોડાતા. થોડા સમયમાં તેમનો 'હરિબોલ'નો મંત્ર બંગાળમાં ગુંજતો થઈ ગયો. ભારતના ઘણા પ્રદેશોમાં પગપાળા પ્રવાસ કરીને તેમણે કૃષ્ણભક્તિનો પ્રચાર કર્યો. તેમણે કોઈ શાસ્ત્રગ્રંથ રચ્યો નથી. પણ તેમના વિચારો અને સિદ્ધાંતોને વ્યવસ્થિત કરવાનું કામ પાછળથી એમના અનુયાયીઓએ કરેલું છે.

ચૈતન્ય મહાપ્રભુએ બંગાળમાં ચાલતી કાલિ પૂજા અને શક્તિનાં પાખંડો અને આડંબરો સામે લોકોને ભક્તિનો એક સરળ માર્ગ સમજાવ્યો. આથી પ્રજામાં પાખંડીઓનો પ્રભાવ ઘટવા લાગ્યો. પરિણામે તેમના વિચારોમાં પરિવર્તન થવા લાગ્યું. કાલિપૂજામાં અપાતો પશુબલિ બંધ થયો અને પ્રજામાં નવા વિચારો પ્રગટ્યા.

**ચંડીદાસ :** બંગાળની સંત પરંપરામાં ચંડીદાસનું નામ જાણીતું છે. ચંડીદાસ સૈકામાં થયા. ચંડીદાસ કૃષ્ણના અનન્ય ભક્ત હતા. એમ કહેવાય છે કે કાલિમાતાની પૂજારણ રજકિની ધોબણના પ્રેમમાં હતા. તેમણે તેમનાં પદોમાં માનુષી પ્રેમનો મહિમા ગાયો છે. પૂર્વ ભારતમાં આજે પણ તેમનાં પદો ભાવપૂર્વક ગવાય છે.

**ગુજરાતની સંતપરંપરા :** ગુજરાતમાં ભક્તિઆંદોલનનાં સૂત્રધારો નરસિંહ મહેતા, મીરાં, દયારામ વગેરે સંત કવિઓ હતા. તેમની સાદી અને સરળ વાણીની અસર આજે પણ ગુજરાતની પ્રજા ઉપર થયેલી જોવા મળે છે. તેમની રચનાઓ ભક્તિ સાહિત્યનું ઘરેણું ગણાય છે. આ સંતોએ ભારતના અન્ય પ્રાંતના સંતોની જેમ શુદ્ધ ભક્તિનો મહિમા ગાયો. આ સંતો પૈકી નરસિંહ અને મીરાંના જીવન અને કવનની માહિતી નીચે મુજબ તારવી શકાય :

**નરસિંહ મહેતા :** સમગ્ર ગુજરાતી સાહિત્યના આદિ કવિ તરીકે નરસિંહનું નામ નોંધપાત્ર છે. તેમનાં જીવન અને કાર્યો વિશે આધારભૂત માહિતી મળતી નથી; પરંતુ તેમનાં પદો, પ્રભાતિયાં વગેરે દ્વારા તે માહિતી મેળવી શકાય છે. તેમનો જન્મ ઈ.સ.ની 15મી સદીમાં ભાવનગર જિલ્લાના તળાજા ગામમાં નાગર કુટુંબમાં થયો હતો. તેમના પિતાનું નામ કૃષ્ણદાસ અને માતાનું નામ દયાકુંવર હતું. ત્રણ વર્ષની ઉંમરે પિતાનું અવસાન થતાં મોટાભાઈને ત્યાં તેમનો ઉછેર થયો. નરસિંહને બાળપણથી સાધુ-સંતો અને યોગી-મહંતોના સમાગમમાં રહેવાની ટેવ હતી. તેથી અભ્યાસમાં તેમનું ચિત્ત ચોંટતું નહોતું.

તેઓ નાતજાતના ભેદભાવમાં માનતા નહિ. તે હરિજનોની સાથે હરિજનવાસમાં જઈ ભજન કરતા. તેમને મન બધા માનવીઓ એક સમાન હતા. એ જમાનામાં નાગરો તરફથી તેમની ઘણી સતામણી થઈ હતી. તેમનાં અનેક પ્રભાતિયાં અને પદો આજે લોકમુખે ગવાય છે. તેમણે રચેલું વૈષ્ણવજન પદ રાષ્ટ્રપિતા મહાત્મા ગાંધીજી દ્વારા દુનિયાભરમાં પ્રસિદ્ધિ પામ્યું.

**મીરાં :** ગુજરાતની સંતપરંપરામાં ભક્ત નરસિંહ મહેતા પછી રાજસ્થાની સંત કવિ મીરાંનું નામ જાણીતું છે.

મીરાંના જીવન વિશે ઐતિહાસિક માહિતી પ્રાપ્ત થતી નથી. સર્વસામાન્ય મત એવો છે કે તે રાજસ્થાનમાં આવેલા જોધપુરના સ્થાપક જોધાજીના પુત્ર દુદાજીની પૌત્રી હતાં. તેમનું કુટુંબ વૈષ્ણવધર્મી હતું. મેવાડના સંગ્રામસિંહના પુત્ર ભોજરાજ સાથે તેમનાં લગ્ન થયાં હતાં. તેમના સાસરી પક્ષના માણસો શૈવધર્મ પાળતા હતા. ભોજરાજના અવસાન પછી મીરાંની કૃષ્ણભક્તિને કારણે તેના બે દિયરો રતનસિંહ અને વિક્રમાદિત્યે તેમના પર ભારે ત્રાસ ગુજાર્યો હતો. આ ત્રાસમાંથી ઊગરવા મીરાં મેવાડનો ત્યાગ કરી વ્રજમાં ગયાં અને જીવનનાં પાછલાં વર્ષોમાં સૌરાષ્ટ્રમાં આવેલ પ્રસિદ્ધ વૈષ્ણવ તીર્થ દ્વારકામાં આવીને વસ્યાં.

મીરાંનાં પદોમાં આત્મનિવેદનની ભક્તિ જોવા મળે છે. મીરાંનાં પદો રાજસ્થાની અને વ્રજભાષામાં લખાયેલાં છે. તેમનાં પદોમાં કૃષ્ણભક્તિનું અજબ માધુર્ય પ્રગટેલું જોવાં મળે છે.

ભારતના સાંસ્કૃતિક ઈતિહાસમાં મધ્યકાલમાં જે ભક્તિઆંદોલન પ્રગટ્યું તેને કારણે પ્રજામાં જીવનની શ્રદ્ધા પ્રગટી. આ ભક્તિઆંદોલનમાં સાધુસંતોએ જે અગત્યનો ભાગ ભજવ્યો તેને કારણે ભારતીય સંસ્કૃતિ સંત સંસ્કૃતિ તરીકે ઓળખાય છે.

## સ્વાધ્યાય

1. નીચેના પ્રશ્નોના જવાબ આપો :
   (1) ભારતમાં ભક્તિઆંદોલનનો ઉદ્‌ભવ અને તેના વિકાસની ચર્ચા કરો.
   (2) ભક્તિઆંદોલનનાં કારણોની ચર્ચા કરો.
   (3) ભક્તિઆંદોલનનાં લક્ષણો વર્ણવો.
   (4) ભક્તિઆંદોલનની ભારતીય સમાજ ઉપર શી અસર પડી તેની ચર્ચા કરો.
   (5) ભક્તિઆંદોલનમાં રામાનંદ અને કબીરના જીવનની અસર જણાવો.
2. ટૂંક નોંધ લખો :
   (1) સંત તુલસીદાસ (2) ગુરુનાનક (3) નરસિંહ મહેતા (4) મીરાંબાઈ

●

# 5 ભારતમાં નવજાગૃતિ

## નવજાગૃતિનાં પરિબળો

**પ્રાસ્તાવિક :** ભારતમાં 19મી સદીમાં એક મહાન પરિવર્તનનો પવન ફૂંકાયો અને તેનું એક મહત્વનું પરિબળ અંગ્રેજી શિક્ષણ હતું એમ કહી શકાય. અંગ્રેજી શિક્ષણની સાથે પાશ્ચાત્ય વિચારસરણીનો ધસમસતો પ્રવાહ ભારતમાં વહેતો થયો. તેના ફળસ્વરૂપે નોંધપાત્ર પ્રગતિનો પાયો નંખાયો હતો. ભારતના ઇતિહાસમાં 19મી સદી સાંસ્કૃતિક દૃષ્ટિએ ઘણી મહત્ત્વની મનાય છે. આ સમય દરમિયાન ભારત રાજકીય ક્ષેત્રે ગુલામ હતું; પરંતુ તે દરમિયાન તેની સાંસ્કૃતિક પુનર્જાગૃતિ થઈ હતી. આ સમયે ભારતમાં બૌદ્ધિક જાગૃતિનો આરંભ થયો. તેના મૂળમાં પશ્ચિમની સંસ્કૃતિ માટેનો આદર હતો તથા તેનું ધ્યેય ભારતમાં ધાર્મિક અને સામાજિક સુધારણાનું હતું. આ નવજાગૃતિને કારણે 19મી સદીના ભારતમાં ધાર્મિક, સામાજિક, સાંસ્કૃતિક અને રાજકીય ક્ષેત્રોમાં નૂતન ચેતનાનો પ્રાદુર્ભાવ થયો.

**અંગ્રેજી શિક્ષણ :** 19મી સદીની સાંસ્કૃતિક નવજાગૃતિના ઉદ્ભવમાં અંગ્રેજી શિક્ષણે એક અગત્યના પરિબળ તરીકેનું કાર્ય કર્યું હતું. ભારતમાં બ્રિટિશ રાજનો પાયો નંખાયો ત્યારે દેશમાં વિવિધ રાજસત્તાઓમાં નબળાઈ તથા બેદરકારી હતી. વળી, દેશી શિક્ષણપદ્ધતિ પ્રવર્તતી હતી. બહુજન સમાજ અશિક્ષિત હતો. તેથી સમાજના મોટા ભાગના લોકો અંધશ્રદ્ધા, વહેમ અને અજ્ઞાનનો ભોગ બન્યા હતા. તે સમયે મોટેભાગે ઉચ્ચવર્ણના લોકો શિક્ષણ પામેલા હતા. સ્ત્રીઓમાં શિક્ષણ નહિવત્ હતું.

અંગ્રેજોના સંપર્કમાં આવવાથી બંગાળીઓને અંગ્રેજી શિક્ષણ લેવાની આવશ્યકતા પ્રથમ સમજાઈ હતી. તેથી કલકત્તા અને તેની નજીકનાં ગામોમાં અંગ્રેજી શીખવતી શાળાઓ સ્થપાઈ. ઈ.સ. 1800માં કલકત્તાના પરા ભવાનીપુરમાં અને 1814માં ચિનસુરામાં આ પ્રકારની શાળાઓ સ્થપાઈ. કલકત્તામાં 20 જાન્યુઆરી 1817ના રોજ અંગ્રેજી શિક્ષણના ફેલાવા માટે હિન્દુ કૉલેજ સ્થાપવામાં આવી. ત્યારબાદ 1818માં સીરામપોરમાં ખ્રિસ્તી મિશનરીઓએ બાપ્ટિસ્ટ મિશન કૉલેજ સ્થાપી. ઈ.સ. 1835 સુધીમાં માત્ર કલકત્તાની આસપાસના વિસ્તારમાં આવી ઓછામાં ઓછી પચ્ચીસ શાળાઓ સ્થપાઈ હતી. શરૂઆતમાં રૂઢિચુસ્ત બંગાળીઓ સામાજિક બંધનો અને વટલાઈ જવાના ભયથી પોતાનાં સંતાનોને ખ્રિસ્તીઓની શાળાઓમાં મોકલતા નહિ; પરંતુ બંગાળા, બિહાર તથા ઓરિસ્સામાં બ્રિટિશ ઈસ્ટ ઇન્ડિયા કંપનીના શાસનતંત્રનો વિકાસ થયો. વહીવટીતંત્રમાં અંગ્રેજોને અંગ્રેજી તથા પ્રાદેશિક એમ બંને ભાષાઓનું જ્ઞાન ધરાવનાર માણસોની આવશ્યકતા ઊભી થઈ. આથી નોકરી મેળવવાના આકર્ષણથી મહત્ત્વાકાંક્ષી, ઉત્સાહી અને બુદ્ધિશાળી યુવકો ખ્રિસ્તી પાદરીઓની શાળાઓમાં અંગ્રેજી શિક્ષણ મેળવવા પ્રોત્સાહિત થયા. બંગાળના રાધાકાન્ત દવે, રાજા રામમોહનરાય, તેજસચંદ બહાદુર, જયનારાયણ ઘોષાલ વગેરે તેજસ્વી યુવકો અંગ્રેજી શિક્ષણની મહાન ભેટ સમાન હતા. આ પ્રમાણે અંગ્રેજી શિક્ષણ લીધેલા કેટલાક ભારતીઓએ અંગ્રેજી ભાષા તથા પાશ્ચાત્ય

શિક્ષણની દેશના લોકો માટે ઉપયોગિતા સમજીને તેના પસાર માટેના પ્રયાસો શરૂ કર્યા.

આ અગાઉ બ્રિટિશ પાર્લમેન્ટે 1813માં પસાર કરેલા એક સનદી ધારામાં કંપની સરકારને ભારતમાં પ્રતિવર્ષ પશ્ચિમના શિક્ષણ, સાહિત્ય તથા વિજ્ઞાનના વિકાસાર્થે એક લાખ રૂપિયા અલગ ફાળવવાની સૂચના આપી હતી; પરંતુ રાજકીય કાર્યો તથા પ્રદેશ વિસ્તારમાં વિશેષ ધ્યાન આપતી કંપની સરકારે શિક્ષણ માટે ઉપર્યુક્ત રકમ વાપરી નહોતી. ગવર્નર જનરલ લૉર્ડ વિલિયમ બેન્ટિન્ક (1828-35)ના સમય સુધીમાં કંપની પાસે શિક્ષણ માટેના ખર્ચ કર્યા વગરના લાખો રૂપિયા જમા હતા. મિશનરી શાળાઓની સંખ્યા વધતી હોવા છતાં ઈસ્ટ ઇન્ડિયા કંપનીની સામાન્ય નીતિ ભારતમાં પરંપરાગત શિક્ષણ ચાલુ રાખવાની હતી; પરંતુ વિલિયમ બેન્ટિન્કની સરકારે લૉર્ડ મેકોલેના સૂચનથી 1835માં અંગ્રેજી ભાષા દ્વારા અંગ્રેજી તથા વિજ્ઞાનના અભ્યાસને ઉત્તેજન આપવાનો ઠરાવ કર્યો. તે અગાઉ પણ ભારતવાસીઓ અંગ્રેજી શિક્ષણના ફાયદા જાણતા હતા. આ ઠરાવ દ્વારા ભારતમાં સરકારી ધોરણે અંગ્રેજી શિક્ષણના વિકાસને ઘણો વેગ આપ્યો. વિદ્યાર્થીઓની સંખ્યા બાર વર્ષમાં ત્રણ ગણી થઈ. ત્યાર બાદ લૉર્ડ હાર્ડિજે એવો નિયમ જાહેર કર્યો કે કંપનીની નોકરીમાં ભરતી કરવા માટે જાહેર પરીક્ષાઓ લેવી અને તેમાં અંગ્રેજી શિક્ષણ લીધેલા ઉમેદવારોને પસંદ કરવા. તેના પરિણામે મુંબઈ, મદ્રાસ તથા બંગાળા પ્રાંતોમાં મધ્યમ વર્ગના યુવાનો મોટી સંખ્યામાં અંગ્રેજી શિક્ષણ લેવા લાગ્યા.

મિશનરીઓએ દેશમાં ખ્રિસ્તી ધર્મનો ફેલાવો કરવામાં અંગ્રેજી ભાષાની ઉપયોગિતા સમજીને મુંબઈમાં વિલ્સન કૉલેજ, મદ્રાસમાં ક્રિશ્ચિયન કૉલેજ અને આગ્રામાં સેન્ટ જૉન્સ કૉલેજ સ્થાપી. ગવર્નર જનરલ લૉર્ડ ડેલહાઉસી (1848-56) પોતે પ્રાદેશિક શાળાઓ સ્થાપીને આમસમુદાયને શિક્ષણ આપવામાં માનતો હતો. તેના પ્રોત્સાહનના પરિણામે મુંબઈ, બંગાળા અને પંજાબની પ્રાંતીય સરકારોએ પ્રાદેશિક શિક્ષણનો વિકાસ કર્યો. ઈંગ્લૅન્ડના નિયામક મંડળના પ્રમુખ સર ચાર્લ્સ વૂડે 1854માં એક ખરીતો મોકલી તેમાં શિક્ષણના વિસ્તૃતીકરણની યોજનાનાં સૂચનો જણાવ્યાં. તદ્નુસાર મુંબઈ, કલકત્તા અને મદ્રાસમાં દેશની પ્રથમ યુનિવર્સિટીઓ 1857માં સ્થાપવામાં આવી. ખરીતામાં સમાવિષ્ટ સૂચનો મુજબ પ્રાથમિક, માધ્યમિક તથા ઉચ્ચશિક્ષણનો ફેલાવો શરૂ થયો. 1857ના વિપ્લવ બાદ તાજના વહીવટ હેઠળ શિક્ષણની વિજયકૂચ ચાલુ રહી. અહીં તાજ એટલે બ્રિટિશ હકૂમતનું પ્રતીક સમજવું.

ઉદારમતવાદી ગવર્નર-જનરલ લૉર્ડ રિપને ( 1880-84 ) 1854ના વૂડના ખરીતાનાં સૂચનો મુજબ થયેલ કાર્યની તપાસ કરી ભવિષ્ય માટેની ભલામણો કરવા 1882માં હન્ટર કમિશન નીમ્યું. તેણે પ્રાથમિક શિક્ષણ સ્થાનિક સ્વરાજની સંસ્થાઓને સોંપ્યા બાદ તે ક્ષેત્રમાં નોંધપાત્ર વિકાસ થયો. આ રીતે 19મી સદીમાં ભારતમાં પાશ્ચાત્ય શિક્ષણમાં ગણનાપાત્ર પ્રગતિ સાધવામાં આવી હતી.

આ પાશ્ચાત્ય શિક્ષણનાં પરિણામો પણ 19મી સદીમાં જણાવા માંડ્યાં હતાં. ભારતના લોકોમાંથી ઓછા પગારમાં મળી શકે એવા કારકુનો તૈયાર કરવા માટે કંપની સરકારે અંગ્રેજી શિક્ષણ આપવા માંડ્યું હતું. આમ, ભારતના શહેરીજીવન તથા સમાજ

ઉપર અંગ્રેજી શિક્ષણનો ઊંડો પ્રભાવ પડ્યો હતો. આ શિક્ષણને લીધે તત્કાલીન સંકુચિત, જડ તથા વહેમી ભારતીય લોકોમાં જાણે કે ચેતનાનો ફુવારો ફૂટ્યા હતો. 19મા સૈકામાં યુરોપ તથા યુનાઈટેડ સ્ટેટ્સમાં માનવતાવાદ, ઉદારમતવાદ, રાષ્ટ્રવાદ, લોકશાહી, સ્વતંત્રતા, સમાનતા તથા બંધુત્વ જેવી નૂતન વિચારધારાઓનો પ્રચાર થયો હતો. યુનાઈટેડ સ્ટેટ્સ, ફ્રાંસ, ઈંગ્લેન્ડ, ગ્રીસ, ઈટલી વગેરે દેશોમાં લોકોએ સફળ ક્રાંતિઓ કરીને લોકશાહી સરકારો સ્થાપી હતી. ભારતમાં અંગ્રેજી શિક્ષણનો ફેલાવો થવાથી બુદ્ધિશાળી અને તેજસ્વી યુવાનો અંગ્રેજી ભાષામાં લખાયેલા સાહિત્ય દ્વારા ઉપર્યુક્ત નૂતન વિચારધારાઓથી માહિતગાર થયા. તેનાથી તેમનામાં પોતાના સમાજ તથા સ્વદેશના ઉત્કર્ષ માટેની તમન્ના જાગી. તેઓમાં બૌદ્ધિક જાગૃતિ આવી અને વહેમો, અંધશ્રદ્ધા, રૂઢિવાદ, કૂપમંડૂકતા વગેરે દૂષણો દૂર કરવાની પ્રેરણા મળી.

**પશ્ચિમી સભ્યતા :** અંગ્રેજી શિક્ષણના ફેલાવાથી પશ્ચિમની દુનિયા સાથેનો ભારતીયોનો સંબંધ ગાઢ થયો. પાશ્ચાત્ય વિચારસરણીના પ્રચંડ પ્રવાહના બંધ દરવાજા હવે ખૂલી ગયા. તેથી અગાઉ એકહજાર વર્ષમાં જે પરિવર્તન નહોતું થયું તે માત્ર 50 વરસમાં થયું. શિક્ષણના ફળસ્વરૂપે યુવાનો સામાજિક દૂષણો દૂર કરવા પ્રતિબદ્ધ થયા. તેમનામાં વિચારસ્વાતંત્ર્ય પ્રગટ્યું તથા સામાજિક, ધાર્મિક અને રાજકીય ક્ષેત્રોમાં પ્રગતિનાં મૂળ નંખાયાં. અંગ્રેજી શિક્ષણ લેતા કેટલાક વિદ્યાર્થીઓના પહેરવેશ, રીતભાત, ખોરાક વગેરેમાં આમૂલ પરિવર્તન આવ્યું. તેની માઠી અસર તરીકે કેટલાક યુવાનોએ પશ્ચિમી ઢબનાં ખાનપાન શરૂ કર્યાં. પોતાના સમાજ અને ધર્મ અંગે શિક્ષિત યુવાનો તર્કસંગત વિચાર કરતા થયા. આ રીતના વિચારોથી રામમોહનરાયે બ્રહ્મોસમાજની સ્થાપના કરી. તેમણે હિન્દુઓની માન્યતાઓ, રૂઢિઓ તથા કુરિવાજોને પડકાર્યાં અને શાસ્ત્રો સાથે તે અનુરૂપ ન હોવાથી તેમણે અનેક દેવ-દેવીઓમાં શ્રદ્ધા, મૂર્તિપૂજા, સતી થવાનો રિવાજ વગેરેનો જાહેરમાં વિરોધ કર્યો. 19મી સદી દરમિયાન ભારતીયોની પ્રગતિનું વિશ્લેષણ કરતા જણાય છે કે સમાજ અને જીવનના પ્રત્યેક પાસા ઉપર પાશ્ચાત્ય સભ્યતાનો અસરકારક પ્રભાવ પડ્યો હતો.

**વિજ્ઞાનની અસર :** 19મી સદીના ઉત્તરાર્ધમાં ભારતમાં રેલવે, તાર, ટપાલ વગેરેનો ઝડપી વિકાસ થવાથી વિવિધ પ્રાન્તો સાથેનો પરસ્પર સંપર્ક સરળ બન્યો. તેઓમાં સાંસ્કૃતિક નિકટતા સધાઈ. રેલવે, સ્ટીમર, બસ વગેરેમાં પ્રવાસ કરતા લોકોમાં ઊંચ-નીચના ભેદભાવ ઘટવા લાગ્યા. તેજસ્વી યુવાનો વિદેશોમાં જવાથી તેમને યુરોપના દેશોની પ્રગતિશીલ સંસ્કૃતિ અને લોકશાહી વ્યવસ્થાનો અનુભવ થયો. આથી તેઓમાં પોતાના દેશના વિકાસ માટેની તમન્ના જાગ્રત થઈ. ઉપર્યુક્ત કારણોથી લોકજાગૃતિને તથા ધાર્મિક સુધારણાને વેગ મળ્યો.

**મુખ્ય જ્યોતિર્ધરો**

**સ્વામી સહજાનંદ ( 1781-1830 ) :** અઢારમી સદીના ઉત્તરાર્ધમાં ગુજરાતમાં રાજસત્તા નિર્બળ હતી. સાધારણ જનસમાજનું રક્ષણ પોતાના કે ગામના મહાજનો કરતા. આ સમયે ગુજરાતના મહાજનો સર્વોપરિ સત્તા ભોગવતા હતા એમ કહી શકાય.

મહાજનોનું મહત્ત્વ ખાસ કરીને, વલ્લભ સંપ્રદાય કે જૈન મતમાં હતું. ધર્મના નામે અનીતિ ચાલતી અથવા અનીતિ જ ધર્મરૂપ બની ગઈ હતી. લોકો ભૂતપ્રેતમાં અને કામણટૂમણમાં માનતા અને વહેમી હતા. કાલિ, અંબા, શીતળા, બળિયાકાકા, ભૈરવ વગેરેના સાંત્વનાર્થે ખૂબ જીવહિંસા થતી.

આ સમયે ઉત્તર ભારતમાં અયોધ્યા પાસે આવેલા છપૈયા ગામમાં હરિપ્રસાદ પાંડે નામના સરપૂયાલ બ્રાહ્મણ રહેતા હતા. તેમની પત્ની પ્રેમવતીએ સંવત 1837ની રામનવમી તા. 2-4-1781ને દિવસે પુત્રને જન્મ આપ્યો. તેનું નામ ઘનશ્યામ પાડવામાં આવ્યું.ઘનશ્યામને બાળપણથી વ્રતનિયમો કરવા, દેવદર્શને જવું, કથા સાંભળવી વગેરે ઉપર અત્યંત શ્રદ્ધા હતી. માતાપિતાના મૃત્યુ બાદ ગૃહત્યાગ કરી, ઘનશ્યામે સાત વર્ષ પર્યંત દેશમાં ભ્રમણ કર્યું અને સૌરાષ્ટ્રના લોજ ગામે 20 ઑગસ્ટ, 1799 (સંવત 1856ની શ્રાવણ વદી છઠ)ના રોજ સ્વામી રામાનંદના મુખ્ય સ્થાનકે તે આવ્યા. રામાનંદે સંવત 1857ની પ્રબોધિની એકાદશીને દિવસે (27 ઑક્ટોબર 1800) એમને દીક્ષા આપી અને તેઓ સહજાનંદ સ્વામી બન્યા. પોતાના સમયની જરૂરિયાત ધ્યાનમાં લઈને તેમણે ભાગવત ધર્મને નવું સ્વરૂપ આપ્યું અને ધર્મને સમાજસુધારણાનું વાહન બનાવ્યું. ધર્મનાં બારણાં સમાજની સામાજિક અને આર્થિક રીતે પછાત ગણાતી કોમો માટે ખોલ્યાં.

સ્વામી સહજાનંદ સ્વામિનારાયણ તરીકે પણ ઓળખાય છે. તેમણે રામાનંદ સ્વામીના અક્ષરવાસ પછી પોતાના સાધુઓનાં જુદાંજુદાં મંડળો રચી તેઓને ભિન્નભિન્ન દિશામાં ઉપદેશ આપવા મોકલ્યા. તેમના ઉપદેશનું મુખ્ય લક્ષ્ય લોકોને નીતિ તથા સદાચારને માર્ગે વાળવાનું હતું. દારૂ પીવો નહિ, માંસ ખાવું નહિ, ચોરી ન કરવી, વ્યભિચાર ન કરવો અને વટલાવું નહિ - એ પાંચ વ્રત દરેક શિષ્યને આપવામાં આવતા. પોતાની મુખ્ય પ્રવૃત્તિઓમાં સ્વામિનારાયણે અહિંસામય યજ્ઞો કરવાનું આરંભ્યું. ગરાસિયાઓમાં કન્યાને જન્મતાં જ દૂધપીતી કરવાનો દુષ્ટ રિવાજ હતો. તેમણે પોતાના શિષ્યોને તેમ ન કરવા આજ્ઞા ફરમાવીને બાળહત્યા થતી અટકાવી. સતી થવાના રિવાજનો પણ તેમણે વિરોધ કર્યો. હોળી તથા લગ્નમાં ગવાતા ફટાણાં તેમણે બંધ કરાવ્યાં. તે માટે ગામેગામ શિષ્યોને પત્રો લખ્યા. તે સમયના પ્રચલિત વહેમોનું તેમણે ખંડન કર્યું અને એકેશ્વર ભક્તિનો બોધ આપ્યો. મંત્ર, જંત્ર અને મલિન દેવ-દેવીઓની ભીતિ ન રાખવા લોકોને જણાવ્યું. ઈ.સ. 1830 (સંવત 1886)માં તેઓ સ્વધામ પધાર્યા.

શૂદ્ર મનાતી જાતિઓને હિન્દુ ધર્મમાં પ્રવેશ આપવામાં પણ સ્વામિનારાયણ પ્રથમ હતા. તેમના ઘણાખરા શિષ્યો કડિયા, દરજી, સુથાર, ખારવા, મોચી અને દલિતો હતા. તેમણે ગુજરાતની શૂદ્ર જાતિઓની ધાર્મિક ઉન્નતિ કરી. કહેવાતી હલકી અને પછાત જાતિઓના ઉત્કર્ષ માટે તેમણે ગણનાપાત્ર કાર્ય કર્યું. તે લોકોને તેમણે શુદ્ધ અને પવિત્ર રહેણીકરણી શીખવી. મદ્ય, માંસ અને માદક વસ્તુઓનો ત્યાગ કરવો, રોજ નાહીને પૂજા કર્યા વિના ખાવું નહિ, ગાળ્યાં વિનાનાં દૂધ કે પાણી પીવાં નહિ, ડુંગળી, લસણ અને હિંગ જેવી વસ્તુઓનો ત્યાગ કરવો એવું તેમણે જણાવ્યું. તેમણે કાઠી-કોળી લોકોને ચોરી કરતા અટકાવ્યા અને બ્રહ્મચર્યાશ્રમને પુનઃસ્થાપિત કર્યો.

અહિંસામય યજ્ઞના પ્રવર્તક, ક્ષમાધર્મના ઉપદેશક, સદાચારના સંસ્થાપક, શૂદ્રોને આચારશુદ્ધિ શીખવનાર તથા નિરંકુશ અને સ્વચ્છંદી બનેલા ભોગાશ્રમને ઉજ્જવલ કરનાર સહજાનંદ સ્વામીએ આશરે 30 વર્ષ પર્યંત ગુજરાતના વિવિધ પ્રદેશોમાં પરિશ્રમપૂર્વક લોકોને શુદ્ધ અને નૈતિક માર્ગે ચઢાવ્યા. પોતાના સમયના પ્રસિદ્ધ પુરુષોમાં સહજાનંદ સ્વામી મહાન હતા.

**રાજા રામમોહનરાય(1772-1833) :** બંગાળની બ્રહ્મોસમાજ નામની સંસ્થાઓએ 19મા સૈકામાં સામાજિક-ધાર્મિક સુધારણાની પ્રવૃત્તિઓ શરૂ કરી. આ સંસ્થાના સ્થાપક રાજા રામમોહનરાય હતા. તેઓ પોતાને કોઈ સંપ્રદાયના સ્થાપક તરીકે માનતા નહિ. પોતાના જીવનના અંત સુધી તે સુધારક હિન્દુ તરીકે જીવ્યા અને બ્રાહ્મણત્વ જાળવી રાખ્યું. તેમનો જન્મ રૂઢિવાદી બ્રાહ્મણ પરિવારમાં 1772માં થયો હતો. બાળપણથી તેજસ્વી વિદ્યાર્થી હોવાથી તેમણે સંસ્કૃત, અરબી, ફારસી અને ઉર્દૂ ઉપરાંત અંગ્રેજી, લૅટિન, ગ્રીક, હિબ્રૂ વગેરે યુરોપીય ભાષાઓ પર પ્રભુત્વ મેળવ્યું હતું. વિવિધ ભાષાઓનું જ્ઞાન હોવાથી તેમણે હિન્દુ, ઈસ્લામ, ખ્રિસ્તી વગેરે ધર્મોનાં શાસ્ત્રોનો અભ્યાસ કર્યો. તેના ફલસ્વરૂપે તેમના વિચારો પ્રગતિશીલ બન્યા. હિન્દુ ધર્મમાં પ્રવેશેલાં દૂષણો દૂર કરવાનું આંદોલન આરંભી તેઓ સુધારાના અગ્રણી બન્યા.

રાજા રામમોહનરાયે હિન્દુઓની મૂર્તિપૂજાની ટીકા કરી અને તે વેદો દ્વારા પ્રમાણિત નથી એમ જાહેર કર્યું. તેથી તેમના પિતા સાથે તેમને મતભેદો થયા એટલે તેમને ગૃહત્યાગ કરવો પડ્યો. ચાર વર્ષનાં પરિભ્રમણ દરમિયાન તેમણે તિબેટની મુલાકાત લીધી. પિતાના મૃત્યુ બાદ તે મુર્શિદાબાદ પાછા ફર્યા અને ઈસ્ટ ઇન્ડિયા કંપનીની નોકરી સ્વીકારી. વેદાન્તના એકેશ્વરવાદી સિદ્ધાંતોનું શિક્ષણ આપવા તેમણે વેદાંત કૉલેજ શરૂ કરી.

રામમોહનરાય સતીપ્રથાનો ક્રૂર રિવાજ નાબૂદ કરવાના પ્રખર હિમાયતી હતા. તેની નાબૂદી માટે તેમણે પ્રવચનો અને લેખો દ્વારા ચળવળ ચલાવી. તેમની વિરુદ્ધ સનાતની હિન્દુઓએ પ્રચાર કર્યો અને આથી એમનું જીવન ભયમાં મુકાયું હતું. બેન્ટિંકે સતીપ્રથા પર પ્રતિબંધ મૂક્યો એમાં તેમનો સંપૂર્ણ ટેકો મળ્યો. તેમણે બહુપત્નીપ્રથા અને રખાતની પદ્ધતિને વખોડી કાઢી. ન્યાતજાતના ભેદની ટીકા કરી તથા હિન્દુ વિધવાના પુનર્લગ્નના અધિકાર માટે હિમાયત કરી.

ભારતમાં અંગ્રેજી ભાષા અને પાશ્ચાત્ય વિજ્ઞાનોનું શિક્ષણ આપવાની તેમણે માગણી કરી. તેમણે વર્તમાનપત્રોનાં સ્વાતંત્ર્ય માટે લડત શરૂ કરી અને 'સંવાદ કૌમુદી' નામનું બંગાળી સામયિક શરૂ કર્યું. તેમના પ્રયાસોથી કલકત્તામાં હિન્દુ કૉલેજ સ્થાપવામાં આવી. રાજકીય ક્ષેત્રે તેઓ પ્રગતિશીલ વિચારો ધરાવતા હતા. લોકોને વાણીસ્વાતંત્ર્ય તથા વ્યક્તિસ્વાતંત્ર્ય આપવા અને સરકારી નોકરીઓમાં વધુ ભારતીયોને નીમવાની તેમણે માગણી કરી.

દિલ્હીના મુઘલ સમ્રાટના હકદાવાની રજૂઆત કરવા રામમોહનરાયને 'રાજા'નો ખિતાબ આપીને પોતાના પ્રતિનિધિ તરીકે 1831માં ઇંગ્લૅન્ડ મોકલવામાં આવ્યા. ત્યાં 1833માં બ્રિસ્ટલ મુકામે તેમનું અવસાન થયું. તેઓ સર્વધર્મોની એકતામાં માનનારા પ્રખર સુધારક હતા. જે કાંઈ ખોટું અને વહેમોવાળું હતું તેનો તેમણે સખત વિરોધ કર્યો. તેમના જીવનનો ઉચ્ચ હેતુ પૂર્વ તથા પશ્ચિમ વચ્ચે સાંસ્કૃતિક સમન્વય સાધવાનો

હતો. ઇતિહાસકારો તેઓને અર્વાચીન યુગના 'અરુણ' કહીને બિરદાવે છે. તેમણે ભારતમાં આધુનિક યુગનો પાયો નાખ્યો. તેમને યશનું લેશમાત્ર પ્રલોભન ન હતું. તેમણે અનેક કામો કર્યાં પણ તેમના સમયના દેશવાસીઓ પાસેથી યશની આશા રાખી નહોતી. સામાજિક સુધારણાનાં કાર્યોને લીધે રૂઢિવાદી માનસ ધરાવનાર લોકોમાં તેઓ ઘણા અપ્રિય બન્યા હતા.

**બ્રહ્મોસમાજ :** રાજા રામમોહનરાયે 1814માં કલકત્તામાં 'આત્મીય સભા' નામની એક સુધારક સંસ્થાની સ્થાપના કરી. તેની સાપ્તાહિક સભાઓ યોજીને વેદાંતના એકેશ્વરવાદી સિદ્ધાંતોનો પ્રચાર શરૂ કર્યો. તેમણે 1828માં તેનું નામ બદલીને બ્રહ્મોસમાજ રાખ્યું. તેમાં મધ્યમ વર્ગના શિક્ષિત લોકો રસ ધરાવતા હતા; પરંતુ, તેઓ તેમાં જોડાવાને બદલે તેની વિચારસરણી તથા પ્રવૃત્તિઓ તરફ સહાનુભૂતિ દાખવતા. તેના સભ્યો દેવ-દેવીઓ કે મૂર્તિપૂજામાં માનતા નહિ. તેઓ નાતજાતના ભેદભાવ વિના એક સ્થળે ભેગા થઈ પ્રાર્થના કરતા અને એક જ ઈશ્વરમાં શ્રદ્ધા ધરાવતા. બ્રહ્મોસમાજની પ્રવૃત્તિઓમાં ઇસ્લામ, ખ્રિસ્તી તથા વેદાંત ધર્મની સંયુક્ત વિચારસરણીનાં દર્શન થાય છે. બ્રહ્મોસમાજની પ્રવૃત્તિઓ અને સભ્ય સંખ્યા વધતાં સંસ્થા માટે મકાન ખરીદવાની હિલચાલ શરૂ થઈ. આથી રૂઢિચુસ્ત હિન્દુઓએ રાધાકાન્ત દેવના નેતૃત્વ હેઠળ કલકત્તામાં 'ધર્મસભા' નામની વિરોધી સંસ્થા સ્થાપી. બંને સંસ્થાઓના સભ્યો પરસ્પર આકરી ટીકાઓ કરતા, તેમાંથી ઉગ્ર વિવાદ સર્જાતો. રાજા રામમોહનરાયના વિરોધીઓ મોટી સંખ્યામાં હોવા છતાં તેમણે બ્રહ્મોસમાજનું મકાન ખુલ્લું મૂક્યું. તેમાં કોઈ મૂર્તિ કે ચિત્ર મૂકવાની મનાઈ ફરમાવી. આ નવું દેવસ્થાન કોઈ સંપ્રદાયની માલિકીનું નહિ પરંતુ બધા સંપ્રદાયોના અનુયાયીઓ માટે હતું. તેમનો હેતુ ભારતમાં વેદાન્ત પર આધારિત એકેશ્વરવાદને પુનર્જીવિત કરી, દેશના લોકો મૂર્તિપૂજાનો ત્યાગ કરી, એક સાચા ઈશ્વરની આરાધના કરે તેવો હતો. ઈશ્વરની પ્રાર્થના, ધ્યાન તથા સદાચારનો બોધ તે બ્રહ્મોસમાજની કાયમની પ્રવૃત્તિ બની.

રામમોહનરાયના અવસાન પછી બ્રહ્મોસમાજ નેતા વિનાનો બની ગયો. પરંતુ દેવેન્દ્રનાથ ટાગોરે ( 1818-1905 ) તેમાં નવો પ્રાણ પૂરીને સંસ્થાને સજીવન કરી. તેઓ 1843માં સંસ્થાના સભ્ય બન્યા પછી માત્ર પાંચ વર્ષમાં તેમણે બ્રહ્મોસમાજની પ્રવૃત્તિને વ્યવસ્થિત સ્વરૂપ આપ્યું. રામમોહનરાયનાં લખાણો પ્રસિદ્ધ કરવામાં આવ્યાં. 'તત્ત્વબોધિની પત્રિકા' નામનું માસિક પ્રકાશિત કરીને ગ્રામ વિસ્તારોમાં પ્રચારકાર્ય શરૂ કરવામાં આવ્યું. તેના ફળ સ્વરૂપે બ્રહ્મોસમાજની શાખાઓ વધી. યુવાનોને ધાર્મિક જ્ઞાન આપવા માટે શાળાઓ પણ શરૂ કરવામાં આવી. દેવેન્દ્રનાથે બ્રહ્મોસમાજનું વ્યવસ્થિત બંધારણ ઘડ્યું. બ્રહ્મોસમાજની પ્રવૃત્તિઓને વેગ આપવામાં કેશવચંદ્ર સેને ( 1834-84 ) મહત્ત્વનો ભાગ ભજવ્યો. તેઓ 1857માં બ્રહ્મોસમાજમાં જોડાયા અને 1862માં તેના આચાર્ય બન્યા.

કેશવચંદ્રે તેમની પ્રભાવશાળી વક્તૃત્વકળા, પ્રગતિશીલ વિચારો, તેજસ્વી બુદ્ધિપ્રતિભા અને પ્રચંડ ઉત્સાહ દ્વારા સંસ્થાને ચેતનવંતી બનાવી. તેમણે પ્રાર્થનાઓમાં ભક્તિભાવ તથા સહૃદયતાપૂર્વક પ્રાયશ્ચિત્તની ભાવના દાખલ કરી અને તેથી અનેક લોકો બ્રહ્મોસમાજ તરફ આકર્ષાયા અને બંગાળામાં તેની આશરે 50 જેટલી અને પંજાબ, મદ્રાસ, વાયવ્ય સરહદ

પ્રાંતોમાં કેટલીક શાખાઓ સ્થપાઈ. આંતરજ્ઞાતીય લગ્ન, વિધવાપુનર્લગ્ન, પડદાનાબૂદી જેવા સામાજિક સુધારામાં કેશવચંદ્રના પ્રગતિશીલ વિચારો જાહેર થતા આખરે સમાજમાં નૂતન અને જૂની પેઢીનાં બે જૂથો પડ્યાં. કેશવચંદ્રનો 'નવો બ્રહ્મોસમાજ' વેદ, સંસ્કૃત અને બ્રાહ્મણોનો વિરોધી હતો. મૂળ સંસ્થા 'આદિ બ્રહ્મોસમાજ' નામથી ચાલુ રહી. નવા બ્રહ્મોસમાજમાં સ્ત્રીઓ પણ સભ્ય બની શકતી હતી. કેશવચંદ્રે તેમની સંસ્થામાં વૈષ્ણવો જેવાં કીર્તનો દાખલ કરવાથી તેની લોકપ્રિયતામાં નોંધપાત્ર વધારો થયો. આ 'નવા બ્રહ્મોસમાજ'ના પ્રભાવને લીધે સરકારે 1872માં બહુપત્નીપ્રથા અને બાળલગ્ન પર પ્રતિબંધ મૂકતો તથા વિધવાપુનર્લગ્નને માન્ય રાખતો કાયદો પસાર કર્યો. તેમાં વર માટે 18 વર્ષ તથા કન્યા માટે 14 વર્ષની ઉંમર ઠરાવવામાં આવી. તેમ છતાં કેશવચંદ્રે આ સમયે જ પોતાની 13 વર્ષની પુત્રીનાં લગ્ન કુચ-બિહારના સગીર ઉંમરના મહારાજા સાથે હિન્દુ વિધિ અનુસાર દેવોની મૂર્તિઓ સમક્ષ કર્યાં. આ રીતે કેશવચંદ્રે પોતે બ્રહ્મોસમાજના સિદ્ધાંતોની અવગણના કરી. તેથી તેમના અનુયાયીઓએ તેમનો સખ્ત વિરોધ કર્યો. તેને પરિણામે કેશવચંદ્રે 'નવા બ્રહ્મોસમાજ'માંથી છૂટા પડી જઈને 1878માં ઉગ્રમતવાદીઓના 'સાધારણ બ્રહ્મોસમાજ'ની સ્થાપના કરી. આ 'સાધારણ બ્રહ્મોસમાજે' લોકશાહી તથા સમાનતાની ભાવનાથી સંસ્થાનું સંચાલન કર્યું. તેના સંચાલકોએ સર્વ પ્રકારની આપખુદી તથા જુલમોમાંથી લોકોને સ્વતંત્ર કરવાના ઉદ્દેશને પોતાનો પાયાનો ઉદ્દેશ ગણાવ્યો. તેથી કેશવચંદ્રના નવા બ્રહ્મોસમાજની કેટલીક પ્રગતિશીલ શાખાઓ આ 'સાધારણ બ્રહ્મોસમાજ'માં વિલીન થઈ ગઈ.

આમ, 19મી સદી દરમિયાન રાજા રામમોહનરાય તથા દેવેન્દ્રનાથ ટાગોરનો 'આદિ બ્રહ્મોસમાજ' કેશવચંદ્રના 'નવો બ્રહ્મોસમાજ' અને 'સાધારણ બ્રહ્મોસમાજ' તે ત્રણેય સંસ્થાઓએ બંગાળામાં હિન્દુ ધર્મ તથા સમાજમાં ક્રાંતિ કરી. સામાજિક દૃષ્ટિએ જોઈએ તો બ્રહ્મોસમાજે હિન્દુ ધર્મના અનેક જડ વિચારો તથા વહેમો દૂર કર્યા. મૂર્તિપૂજા, બાળલગ્ન, સતીપ્રથા તથા બહુપત્નીપ્રથા વિરુદ્ધ ચળવળ ચલાવી. તેને કાયદા દ્વારા નાબૂદ કરવા સરકારને પ્રોત્સાહન આપ્યું. વળી, તેમણે આંતરજ્ઞાતીય લગ્ન, આંતરજ્ઞાતીય ભોજન, વિધવાપુનર્લગ્ન વગેરે સુધારાઓનો લોકોમાં પ્રચાર કર્યો. બ્રહ્મોસમાજના આગેવાનોના આંતરિક વિવાદોને લીધે બંગાળામાં તેમના પ્રભાવ અને પ્રતિષ્ઠામાં ઘટાડો થવા છતાં તેમણે બંગાળમાં ધાર્મિક, સામાજિક સુધારણાની પ્રવૃત્તિઓમાં ગણનાપાત્ર સફળતા પ્રાપ્ત કરી હતી.

**દયાનંદ સરસ્વતી અને આર્યસમાજ**

**સ્વામી દયાનંદ સરસ્વતી ( 1824-1883 ) :** પૂર્વ ભારતમાં 'બ્રહ્મોસમાજ' તથા પશ્ચિમ ભારતમાં 'પ્રાર્થનાસમાજ' ધાર્મિક અને સામાજિક સુધારણાની ઝુંબેશ ચલાવી રહ્યા હતા, ત્યારે ઉત્તર ભારતમાં 'આર્યસમાજ' દ્વારા એવા જ પ્રકારની પ્રવૃત્તિઓ કરવામાં આવી રહી હતી. આર્યસમાજના સ્થાપક દયાનંદ સરસ્વતીનો જન્મ સૌરાષ્ટ્રના મોરબી પાસે ટંકારા ગામમાં ચુસ્ત સનાતની બ્રાહ્મણ કુટુંબમાં થયો હતો. તેમનું નામ મૂળશંકર હતું. ચૌદ વર્ષની ઉંમરે એક શિવરાત્રિએ શિવલિંગ ઉપર દોડતાં ઉંદરોને નૈવેદ્ય ખાતા જોઈને તેમને મૂર્તિપૂજા તથા કર્મકાંડ પરથી શ્રદ્ધા ઊઠી ગઈ. વળી પોતાની બહેન અને કાકા જેવા સ્વજનોનાં મૃત્યુ

બાદ તેમને સંસાર નીરસ લાગવાથી સત્યની શોધ કરવાનો તેમણે નિર્ધાર કર્યો. લગ્નજીવનથી બચવા તેમણે ગૃહત્યાગ કર્યો. તેમનો હેતુ જીવન અને મૃત્યુના ભેદ ઉકેલવાનો તથા મોક્ષ પ્રાપ્ત કરવાનો હતો. નર્મદા નદીના કિનારે સ્વામી વિરજાનંદ પાસે તેમણે દીક્ષા લીધી અને દયાનંદ સરસ્વતી નામ ધારણ કર્યું. ગુરુની આજ્ઞા હતી કે ભારતના લોકોને વેદો તરફ પાછા વાળો. 1845થી 1860 સુધી એક તપસ્વી તરીકે દેશમાં પરિભ્રમણ કરી તેમણે યોગનો અભ્યાસ કર્યો. પરિભ્રમણ દરમિયાન તેઓ મહર્ષિ દેવેન્દ્રનાથ ટાગોર, કેશવચંદ્રસેન તથા રામકૃષ્ણ પરમહંસને મળ્યા હતા.

ગુરુના આદેશ પ્રમાણે તેમણે સનાતન હિન્દુ ધર્મમાં પ્રવેશેલા ક્રિયાકાંડ, મૂર્તિપૂજા, દુરાચાર, અંધશ્રદ્ધા, પાખંડ, વહેમ વગેરે અનિષ્ટો સામે સતત ઝુંબેશ ચલાવી અને લોકોને સાચા ધર્મનું જ્ઞાન આપવા તથા પ્રાચીન ભારતમાં પ્રવર્તમાન શિક્ષણપદ્ધતિ પુનઃસ્થાપિત કરવા પોતાનું સમગ્ર જીવન સમર્પણ કર્યું. સ્વામીજીએ જાહેરમાં વ્યાખ્યાનો યોજી પોતાના વિચારો પ્રદર્શિત કર્યા તથા 1875માં મુંબઈમાં આર્યસમાજની સ્થાપના કરી. સમય જતાં આર્યસમાજનું મુખ્ય મથક તેમણે લાહોરમાં સ્થાપ્યું.

સ્વામી દયાનંદ સરસ્વતીને વેદોમાં સાચા ધર્મનાં દર્શન થયાં. તેમનો મુખ્ય આદર્શ સામાજિક, ધાર્મિક અને રાષ્ટ્રીય દૃષ્ટિએ ભારતની એકતા સાધવાનો હતો. સમાજ વર્ગવિહીન તથા જ્ઞાતિવિહીન બને તથા ભારત વિદેશી શાસનમાંથી સ્વતંત્ર બને એવી તેમની ભાવના હતી. તેમની વિદ્વત્તા તથા ચિંતનના ફલસ્વરૂપે દેશની સર્વ સમસ્યાઓનો ઉકેલ શોધવાની તેમને પ્રેરણા મળી. 'વેદો તરફ પાછા વળો'નું સૂત્ર તેમણે આપ્યું. પાછળથી લખાયેલાં પુરાણો જેવા ધર્મશાસ્ત્રોનો તેમણે અસ્વીકાર કર્યો. તેમણે મૂર્તિપૂજાનો સખત વિરોધ કર્યો. જ્ઞાતિવાદ તથા અસ્પૃશ્યતા વેદમાન્ય ન હોવાથી તેને નાબૂદ કરવા જણાવ્યું. વિધવાપુનર્લગ્ન તથા સમાજમાં સ્ત્રીઓને પ્રતિષ્ઠા આપવાની તેમણે હિમાયત કરી.

તેમણે 'સત્યાર્થ પ્રકાશ' નામનો પ્રસિદ્ધ ગ્રંથ હિન્દી ભાષામાં લખ્યો. તેમાં પોતાના ઉપર્યુક્ત સિદ્ધાંતો દલીલો સહિત પુરવાર કરી તેમાં ભારતમાં પ્રચલિત સર્વ ધર્મોમાં રહેલા અંધશ્રદ્ધા, વહેમ વગેરેનું ખંડન કર્યું. તેમણે વેદોમાંથી ઉતારા રજૂ કરીને બાળલગ્ન, જ્ઞાતિપ્રથા, મૂર્તિપૂજા, વૈધવ્ય, અસ્પૃશ્યતા વગેરે કુરિવાજોની નિરર્થકતા સમજાવી તથા કન્યાકેળવણી, વિધવાપુનર્લગ્ન જેવા પ્રગતિશીલ સુધારા સ્વીકારવાની આમ સમુદાયને હાકલ કરી. ધર્મપરિવર્તન કરીને અન્ય ધર્મ સ્વીકારનાર હિન્દુઓને પોતાના સ્વધર્મમાં પાછા લાવવા માટે તેમણે 'શુદ્ધિની ચળવળ' શરૂ કરી.

બ્રહ્મોસમાજ તથા થિયોસૉફિકલ સોસાયટીએ પાશ્ચાત્ય શિક્ષણ લીધેલ યુવકોને પ્રભાવિત કર્યા; પરંતુ સ્વામી દયાનંદનો સંદેશો ભારતના તમામ લોકો માટે હતો. સ્વામીજી કહેતા કે વેદોમાં બધી કલા તથા વિજ્ઞાનોનું જ્ઞાન સમાવિષ્ટ થયેલ છે. તેઓ ધાર્મિક વિવાદોમાં ઉત્સાહપૂર્વક જોડાતા તથા તે દ્વારા અન્ય ધર્મોનાં અનિષ્ટો અચૂક દર્શાવતા અને વેદોની પ્રતિષ્ઠા કરતા હતા.

**આર્યસમાજ :** પોતાના વિચારોનો આમજનતામાં વ્યાપક પ્રચાર કરવા માટે સ્વામી દયાનંદ સરસ્વતીએ 1875માં મુંબઈમાં 'આર્યસમાજ' નામની સંસ્થા સ્થાપી. તેના

સિદ્ધાંતો અને ધર્મસુધારણા તેમજ સમાજસુધારણા અંગેના વિચારો 'બ્રહ્મોસમાજ' અને 'પ્રાર્થનાસમાજ'ના વિચારો સાથે સુસંગત હતા; પરંતુ તેમાં પાયાનો તફાવત એ હતો કે 'બ્રહ્મોસમાજ' અને 'પ્રાર્થનાસમાજ' પાશ્ચાત્ય સંસ્કૃતિથી પ્રભાવિત થયેલા હતા, જ્યારે 'આર્યસમાજ' ઉપર પૂર્ણપણે પ્રાચીન વેદસંસ્કૃતિનો પ્રભાવ પડ્યો હતો.

આર્યસમાજનાં સૌથી વધારે ગણનાપાત્ર સેવાકાર્યો સામાજિક સુધારણા તથા શિક્ષણનો પ્રચાર કરવામાં રહેલાં છે. અસ્પૃશ્યતાનિવારણ, કન્યાકેળવણી, જ્ઞાતિભેદ નાબૂદ કરવો, બાળલગ્ન અટકાવવાં તથા વિધવાપુનર્લગ્ન વગેરે ક્ષેત્રોમાં તેની સેવાઓ પ્રશંસનીય છે. આર્યસમાજનું વધારે નોંધપાત્ર લક્ષણ 'શુદ્ધિની ચળવળ'નું હતું. હિન્દુઓએ હજારોની સંખ્યામાં ઇસ્લામ કે ખ્રિસ્તી ધર્મ સ્વીકાર્યો કે સત્તાના જોરે સ્વીકારવાની ફરજ પાડવામાં આવી હોય તેઓને હિન્દુધર્મમાં પાછા લાવવાની આ ચળવળ હતી. સનાતની હિન્દુઓએ ધર્મપરિવર્તન કરનારાને પાછા ફરવા માટેનાં દ્વાર બંધ કર્યાં હતાં. સ્વામીજીએ 'શુદ્ધિની ચળવળ' દ્વારા તેઓને સ્વધર્મમાં પાછા ફરવાની છૂટ આપી. આ રીતે તેમણે હિન્દુ સમાજને સંગઠિત બનાવ્યો.

દયાનંદ સરસ્વતી સમાજસુધારક ઉપરાંત મહાન રાષ્ટ્રવાદી નેતા પણ હતા. તેમણે હિન્દુઓમાં આત્મશ્રદ્ધાની ઉત્કૃષ્ટ ભાવના પેદા કરવા સહિત દેશભક્તિ તથા સ્વદેશી પ્રત્યેના પ્રેમની ભાવના પણ લોકોમાં જાગ્રત કરી.

સ્વામીજીના દેહોત્સર્ગ બાદ લાલા હંસરાજ, ધર્મવીર લેખરામ પંડિત ગુરુદત્ત, લાલા લજપતરાય અને સ્વામી શ્રદ્ધાનંદ જેવા નિષ્ઠાવાન અને સમર્પણની ભાવના ધરાવતા આગેવાનોએ સ્વામીજીના આર્યસમાજની પ્રવૃત્તિઓ ચાલુ રાખી અને વિકસાવી. તેઓમાંના કેટલાક અગ્રણીઓ પ્રાચીન શિક્ષણપદ્ધતિ સહિત પાશ્ચાત્ય શિક્ષણની આવશ્યકતા સ્વીકારતા હતા. તેના ફળસ્વરૂપે લાલા હંસરાજે લાહોરમાં દયાનંદ ઍંગ્લો-વેદિક કૉલેજ સ્થાપી. તેને અનુસરીને અન્ય સ્થળોએ પણ આવી મિશ્ર-શિક્ષણ આપતી કૉલેજો સ્થાપવામાં આવી. મહાત્મા મુન્શીરામ તથા વેદોની પરંપરામાં માનનારા નેતાઓએ ઋષિઓના આશ્રમો જેવાં ગુરુકુળો સ્થાપ્યાં. તેમાં 1902માં સ્થાપવામાં આવેલ હરદ્વાર તથા કાંગડીનાં ગુરુકુળ દેશભરમાં પ્રસિદ્ધ છે. વળી કન્યાકેળવણી માટે આર્યકન્યા વિદ્યાલયો સ્થાપવામાં આવ્યાં. તેમાં પોરબંદર તથા વડોદરા ખાતેનાં આર્યકન્યા વિદ્યાલયો, નવસારી પાસે સુપાનું ગુરુકુળ તથા સોનગઢનું ગુરુકુળ ગુજરાતમાં છે. આર્યસમાજે અનાથોની સેવા માટે અનાથાશ્રમો સ્થાપીને ગરીબોની પ્રશંસનીય સેવા કરી છે. આ ઉપરાંત દુષ્કાળ, ધરતીકંપ તથા પૂર જેવી કુદરતી આપત્તિઓ દરમિયાન રાહતનાં કાર્યો કરીને આર્યસમાજે લોકપ્રિયતા મેળવી છે.

આર્યસમાજની પ્રવૃત્તિઓ ભારતમાં સર્વત્ર પ્રસરી હોવા છતાં મુખ્યત્વે પંજાબ અને ઉત્તરપ્રદેશમાં તેણે વિશાળ લોકસમુદાયને તેના પ્રત્યે આકર્ષીને તેની પ્રવૃત્તિઓનો લાભ આપ્યો તેથી તેની લોકપ્રિયતા વધી હતી. ગુજરાતમાં કેટલાક જિલ્લાઓમાં આર્યસમાજની વિવિધ પ્રવૃત્તિઓને સારો આવકાર મળ્યો હતો. તેનાથી હિન્દુઓમાં નવજાગૃતિ આવી હતી.

**પ્રાર્થનાસમાજ :** બ્રહ્મોસમાજના પ્રચાર માટે કેશવચંદ્રસેને 1864માં મુંબઈની પ્રથમ

મુલાકાત લીધી. તેમની પ્રેરણાના પરિણામે, ઈ.સ. 1867માં ત્યાં ડૉ. આત્મારામ પાંડુરંગ ગુણે ( 1823-1898 ) તથા બીજા સુધારકોએ પ્રાર્થનાસમાજની સ્થાપના કરી. કેશવચંદ્રસેને મુંબઈની ફરીવાર મુલાકાત લઈને આ સંસ્થાને વ્યવસ્થિત સ્વરૂપ આપ્યું. ત્યારબાદ બે વર્ષે આર. જી. ભાંડારકર ( 1837-1925 ) તથા ન્યાયમૂર્તિ મહાદેવ ગોવિંદ રાનડે ( 1842-1901 ) તેમાં જોડાયા તેથી તેની પ્રતિષ્ઠા વધી.

સામાજિક સુધારણા તથા એક જ પરમેશ્વરની પ્રાર્થના એ પ્રાર્થનાસમાજના બે મુખ્ય હેતુઓ હતા. બ્રહ્મોસમાજ જેવા જ તેના મુખ્ય આદર્શો હોવા છતાં આ સંસ્થાએ કોઈ નવી વિચારસરણી ઉપજાવી નહિ, સાહિત્યનું સર્જન કર્યું નહિ કે મિશનરી પ્રવૃત્તિ પણ ચલાવી નહિ. આ સંસ્થા વિશે ન્યાયમૂર્તિ રાનડેએ જણાવ્યું હતું કે પ્રાર્થનાસમાજ પરમેશ્વરની એકતા વિશે સચોટ માન્યતા ધરાવે છે; પરંતુ સાથેસાથે તે હિન્દુ ધર્મમાં પ્રસરેલાં અનિષ્ટોનો સખત વિરોધ કરે છે. તેમણે સમાજના વ્યાપક હેતુ તથા તર્ક પર આધારિત માન્યતા નિશ્ચિત કરવાનો પ્રયાસ કર્યો.

પ્રાર્થનાસમાજના કાર્યકરો પોતાને હિન્દુ ધર્મના અનુયાયીઓ ગણાવતા તથા તેમના સમાજને હિન્દુ ધર્મનો વિરોધી પંથ નહિ, પરંતુ તેને સુધારક પંથ ગણાવતા. તેઓ પોતાને કોઈ નવા ધર્મ કે સંપ્રદાયના અનુયાયીઓ તરીકે માનતા નહિ. તેઓ હિન્દુ ધર્મની બહાર છે કે સમકક્ષ છે એમ પણ માનતા ન હતા. પ્રાર્થનાસમાજની અથવા તો તેના કાર્યકરોની સૌથી મહત્ત્વની સેવા પશ્ચિમ ભારતમાં, ખાસ કરીને મહારાષ્ટ્રમાં સામાજિક સુધારણા કરવાની હતી. પ્રાર્થનાસમાજે મહારાષ્ટ્રના સમાજમાં જ્ઞાતિપ્રથા, બહુપત્ની પ્રથા, બાળલગ્ન અને પરદા પદ્ધતિનો વિરોધ કર્યો તથા કન્યાકેળવણી, આંતરજ્ઞાતીય લગ્ન, વિધવાપુનર્લગ્ન અને પ્રૌઢશિક્ષણને પ્રોત્સાહન આપ્યું. પ્રાર્થનાસમાજે અસ્પૃશ્યતા નિવારણ માટે અને સમાજમાં સ્ત્રીઓની સ્થિતિ સુધારવા ગણનાપાત્ર કાર્ય કર્યું. તેના ઉદ્દેશોને અનુરૂપ 'ડેક્કન એજ્યુકેશન સોસાયટી' 'સોશિયલ સર્વિસ લીગ' તથા 'ધી ડિપ્રેસ્ડ ક્લાસીસ મિશન' જેવી સંસ્થાઓ સ્થાપવામાં આવી. આ સંસ્થાઓએ સામાજિક અને શૈક્ષણિક સુધારનાં ક્ષેત્રોમાં નોંધપાત્ર કાર્ય કર્યું હતું.

પંઢરપુરમાં પ્રાર્થનાસમાજ તરફથી એક અનાથાશ્રમની સ્થાપના કરવામાં આવી. મુંબઈમાં વિધવાલગ્નમંડળની તથા પંડિતા રમાબાઈ રાનડેના પ્રયાસોથી આર્ય મહિલા સમાજની સ્થાપના કરવામાં આવી હતી. લોકોમાં પોતાનાં વિચારો તથા કાર્યોનો પ્રચાર કરવાના હેતુથી પ્રાર્થનાસમાજે 'સુબોધ પત્રિકા' નામનું સામયિક શરૂ કર્યું હતું.

**ગુજરાતમાં સમાજ-સુધારાની પ્રવૃત્તિઓ :** ગુજરાતમાં પણ આ સમય દરમિયાન સમાજસુધારણા માટેના પ્રયાસો શરૂ થઈ ગયા હતા. પ્રથમ સમાજસુધારક દુર્ગારામ મહેતાજીએ 1844માં 'માનવધર્મસભા'ની સ્થાપના કરી હતી. તેના મુખ્ય હેતુઓમાં જ્ઞાતિપ્રથાનો વિરોધ, મૂર્તિપૂજાનો નિષેધ, વિધવાઓનાં પુનર્લગ્નને ઉત્તેજન તથા સમાજમાંથી મંત્રતંત્ર, ભૂતપ્રેત, વહેમો, અંધશ્રદ્ધા વગેરે નાબૂદ કરવાનો સમાવેશ થતો હતો. કવિ નર્મદ તથા દલપતરામ જેવા સાહિત્ય સ્વામીઓએ પોતાનાં લખાણો દ્વારા બાળલગ્નો તથા સમાજના કુરિવાજો દૂર કરવા, કન્યાકેળવણી તથા વિધવાપુનર્લગ્નનો પ્રચાર કરવા ઝુંબેશ આદરી હતી. તે દરમિયાન ધાર્મિક અને સામાજિક સુધારણા માટે કરસનદાસ મૂળજીના પ્રયાસોથી અપ્રતિમ

લોકજાગૃતિ આવી. 1867માં કરસનદાસ મૂળજીએ તેમના મિત્ર માધવદાસનું ધનકોરબાઈ સાથે પ્રથમ વિધવાપુનર્લગ્ન કરાવીને સામાજિક સુધારણામાં ક્રાંતિ આણી. 1869માં કવિ નર્મદે પોતે જ વિધવાપુનર્લગ્ન કર્યું હતું.

ગુજરાતમાં અમદાવાદ, નવસારી, નડિયાદ, વડોદરા, સૂરત વગેરે શહેરોમાં પ્રાર્થનાસમાજની શાખાઓ સ્થાપવાથી ગુજરાતમાં સમાજસુધારણાની પ્રવૃત્તિને વેગ મળ્યો. અમદાવાદમાં ભોળાનાથ સારાભાઈ દિવેટિયાની આગેવાની હેઠળ સામાજિક સુધારણાની વિવિધ પ્રવૃત્તિઓ શરૂ કરવામાં આવી. વળી લાલશંકર ઉમિયાશંકર દવે, મહિપતરામ રૂપરામ નીલકંઠ, કરસનદાસ મૂળજી, ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી જેવા સમર્થ સુધારકોએ મુખ્યત્વે કન્યાકેળવણી, બાળલગ્ન-વિરોધ, વિધવાપુનર્લગ્ન વગેરે સુધારાઓનો અમલ કરાવવા નોંધપાત્ર પ્રયાસો કર્યા. પોતાના રાજ્યમાં કાયદા દ્વારા સામાજિક સુધારા કરાવવામાં વડોદરાના મહારાજા સયાજીરાવે ઘણી મહત્ત્વની કામગીરી કરી હતી.

**રામકૃષ્ણ મિશન**

**શ્રીરામકૃષ્ણ પરમહંસ :** પશ્ચિમ બંગાળના હુગલી જિલ્લાના કમારપુકુર ગામમાં રામકૃષ્ણ (ગદાધર ચટ્ટોપાધ્યાય)નો જન્મ ઈ.સ. 1836માં સાધારણ સ્થિતિના બ્રાહ્મણ પરિવારમાં થયો હતો. તેમને શાળામાં જઈને અભ્યાસ કરવામાં ઓછો રસ પડતો; પરંતુ સાધુ-સંતોની સોબત વધુ પસંદ પડતી. ધાર્મિક વૃત્તિ તથા ધ્યાનલીનતાને કારણે તેઓ સમાધિની અવસ્થા સહેલાઈથી પ્રાપ્ત કરતા. લગભગ સત્તર વર્ષની ઉંમરે તેઓ કલકત્તા ગયા. આશરે ચાર વર્ષ બાદ, કલકત્તાની ઉત્તરે પાંચ માઈલ દૂર ગંગા નદીના કાંઠે દક્ષિણેશ્વરમાં આવેલા કાલિ માતાના મંદિરના તેઓ પૂજારી બન્યા. ત્યાં તેઓ દૈવી સાક્ષાત્કાર માટે સાધના કરતા અને પરમેશ્વરને તેનાં વિવિધ સ્વરૂપે જોવા તથા ઓળખવાના પ્રયત્નો કરતા. રાત્રે નજીકના જંગલમાં જઈ વૃક્ષ નીચે તેઓ સાધના કરતા. પૂજાની સામાન્ય વિધિનો ત્યાગ કરીને તેઓ કાલિ માતાના સાક્ષાત્કારમાં ખોવાઈ જતા અને તેમનું વર્તન બીજા લોકોને ગાંડા જેવું લાગતું. ચોવીસ વર્ષની વયે તેમનાં લગ્ન શારદામણી સાથે થયાં; પરંતુ સાંસારિક સુખથી તેઓ વિરક્ત રહ્યા અને પરમ સાધના કરતા રહ્યા. 1856 થી 1867 દરમિયાન ભક્તિ તથા સાધનાથી મહાન સંત અને આધ્યાત્મિક શક્તિ ધરાવનાર તરીકે તેમની કીર્તિ સમગ્ર બંગાળામાં પ્રસરી. તેમની પાસે અનેક ઉત્સુક લોકો એકઠા થવા લાગ્યા. તેઓ તેમને જ્ઞાન તથા પરમેશ્વરની ભક્તિ વિશે ઉપદેશ આપતા તથા પોતાના આધ્યાત્મિક જીવનના અનુભવોનું વીગતે વર્ણન કરતા. તેમને મળવા આવનારાઓમાં નરેન્દ્રનાથ દત્ત નામના એક તેજસ્વી, સ્નાતક બંગાળી યુવાન પણ હતા, જેઓ પાછળથી સ્વામી વિવેકાનંદ તરીકે વિશ્વવિખ્યાત બન્યા.

રામકૃષ્ણનું ચિંતન ભારતીય વિચારસરણી તથા સંસ્કૃતિ પર આધારિત હતું. તેમની વિચારસરણી અત્યંત ઉદાર હતી. તેમણે સર્વ ધર્મમાં રહેલા સત્યને પારખ્યું હતું. હિન્દુ, ઈસ્લામ, ખ્રિસ્તી વગેરે બધા ધર્મો તરફ તેઓ આદરભાવ રાખતા. રામ, કૃષ્ણ, ઈસુ, અલ્લાહ વગેરે એક જ પ્રભુનાં અલગઅલગ નામ છે એમ તેઓ માનતા અને લોકોને એ રીતે સમજાવતા. શાશ્વત સર્વશક્તિમાન પરમેશ્વરની પ્રાર્થના કરવા તથા આધ્યાત્મિક

ઉદ્દેશો હતા : (1) મનુષ્યોમાં વૈશ્વિક ધોરણે બંધુત્વની ભાવના જાગ્રત કરવી અને તેનું સંગઠન કરવું. (2) પ્રાચીન ધર્મો, તત્ત્વજ્ઞાન તથા વિજ્ઞાનોનું અધ્યયન તથા સંશોધન કરવા માટે ઉત્તેજન આપવું અને (3) કુદરતના નિયમોનું અન્વેષણ કરી મનુષ્યોમાં રહેલી ગર્ભિત દૈવીશક્તિઓ વિકસાવવી. આ સંસ્થા યુનાઈટેડ સ્ટેટ્સની ભૌતિક ભૂમિમાં વિકસી નહિ. સ્વામી દયાનંદ સરસ્વતીના નિમંત્રણથી મેડમ બ્લેવટસ્કી તથા કર્નલ ઓલ્કોટ ઈ.સ. 1879માં ભારત આવ્યાં. ભારતના સામાન્ય લોકોના પણ આધ્યાત્મિક વિષયોમાં ઊંડા રસથી તેઓ પ્રભાવિત થયાં અને તેના ફલસ્વરૂપે ઈ.સ. 1882માં મદ્રાસ નજીક આવેલ અડયાર મુકામે થિયૉસૉફિકલ સોસાયટીના મુખ્ય મથકની સ્થાપના કરી.

મેડમ બ્લેવટસ્કી તથા કર્નલ આલ્કોટનાં પ્રવચનોની અસર આપણા દેશના લોકો ઉપર ખૂબ સારી પડી. ભારતમાં આવીને પરદેશના પંડિતોએ ભારતીય સંસ્કૃતિના આધ્યાત્મિક વારસાની પ્રશંસા કરી તેને કારણે દેશવાસીઓનાં ગૌરવ તથા રાષ્ટ્રીય અસ્મિતાની જાગૃતિમાં વધારો થયો. સોસાયટીના સભ્યો આધ્યાત્મિક મૂર્ચ્છા, આત્મસ્ફુરણા અથવા વિશિષ્ટ વ્યક્તિ સંબંધો દ્વારા પરમેશ્વર અંગેનું જ્ઞાન પ્રાપ્ત કરે તેવી આશા સેવવામાં આવતી. સોસાયટીએ હિન્દુ ધર્મના પુનર્જન્મના તથા કર્મના સિદ્ધાંતનો સ્વીકાર કર્યો અને ઉપનિષદો, સાંખ્ય જેવી દર્શનશાસ્ત્રની વિદ્યાઓમાંથી પ્રેરણા મેળવી. તેના મૂળભૂત હેતુઓ તથા પ્રવૃત્તિઓ સ્વામી દયાનંદ દ્વારા સ્થાપવામાં આવેલ 'આર્યસમાજ'ના હેતુઓ તથા પ્રેરકબળો સાથે સમાનતા ધરાવતા હતા.

**શ્રીમતી એની બેસન્ટ (1847-1933) :** આયર્લૅન્ડનાં સન્નારી શ્રીમતી એની બેસન્ટે થિયૉસૉફિકલ સોસાયટીની પ્રવૃત્તિઓ ભારતમાં વિકસાવવામાં અતિ મહત્ત્વનું પ્રદાન કર્યું છે. થિયૉસૉફિકલ સોસાયટીના સભ્ય બન્યા બાદ, ઈ.સ. 1893માં ભારતમાં આવીને તેઓ આ સોસાયટીના આગેવાન બન્યાં. કર્નલ ઓલ્કોટનું ઈ.સ. 1907માં અવસાન થયું ત્યાર બાદ એની બેસન્ટ આ સોસાયટીના પ્રમુખ બન્યાં અને ભારતમાં તેઓ પ્રખ્યાત થયાં.

શ્રીમતી એની બેસન્ટને એવી અડગ શ્રદ્ધા હતી કે ભારતવાસી તેનાં ધર્મ, સંસ્કૃતિ તથા સભ્યતા પ્રત્યે ગૌરવ નહિ ધરાવે ત્યાં સુધી નવરાષ્ટ્રનું નિર્માણ સંભવિત નથી. આ શ્રદ્ધા તથા આત્મવિશ્વાસ સહિત ભારતના જનસમુદાયની પુનર્જાગૃતિ માટે તેમણે પોતાનું અમૂલ્ય જીવન સમર્પી દીધું. તેમને ભારતની જનતા, ભારતનાં ધર્મ તથા સંસ્કૃતિ તરફ બેસુમાર આદર અને સદ્ભાવ હતા. તેઓ એક આર્યમહિલા સમાન પોતાનું જીવન જીવતાં. તેઓ માનતાં કે ભારતની તત્કાલીન સમસ્યાઓનું નિવારણ તેના ઉત્કૃષ્ટ ધ્યેયો તથા સંસ્થાઓને પુનઃસ્થાપિત કરવાથી થઈ શકશે. તેમની એ વિશિષ્ટતા હતી કે હિન્દુ ધર્મ ઉપર અપૂર્વ શ્રદ્ધા હોવા છતાં તેઓ બિનસાંપ્રદાયિકતા તથા સર્વધર્મ સમાનતામાં વિશ્વાસ રાખતા હતા.

ડૉ. એની બેસન્ટ ઉત્તમ લેખિકા તથા પ્રભાવશાળી વક્તા હતાં. તેમણે વેદો તથા ઉપનિષદો, સાંખ્ય અને યોગદર્શનનું તલસ્પર્શી અધ્યયન કરીને તેનાં ગૂઢ રહસ્યો થિયૉસૉફિકલ સોસાયટી દ્વારા બહાર લાવવા તેમણે ગણનાપાત્ર ફાળો આપ્યો. તેમનું પ્રદાન માત્ર ધાર્મિક ક્ષેત્ર પૂરતું જ મર્યાદિત ન હતું. શિક્ષણ તથા સમાજસુધારણાના ક્ષેત્રે પણ તેમણે નોંધપાત્ર પ્રદાન કર્યું હતું. તેમણે મજૂરકલ્યાણ, મહિલા કેળવણી તથા

ગરીબો અને નિરાધારોની સેવાનાં કાર્યો કર્યાં હતાં. તેમણે 'સ્કાઉટ' તથા 'ગર્લ્સ ગાઇડ'ની પ્રવૃત્તિઓ શરૂ કરી હતી. જ્ઞાતિવાદ, અસ્પૃશ્યતા, કન્યાવિક્રય, વરવિક્રય તથા બાળલગ્નો જેવા સામાજિક કુરિવાજો નાબૂદ કરવા પણ તેમણે પ્રશંસનીય પ્રયાસો કર્યા હતા.

એની બેસન્ટના પ્રયાસોના ફલસ્વરૂપે ઈ.સ. 1898માં વારાણસીમાં સેન્ટ્રલ હિન્દુ સ્કૂલની સ્થાપના થઈ. સમય જતાં તે હિન્દુ કૉલેજ તથા ત્યારબાદ 'બનારસ હિન્દુ યુનિવર્સિટી'માં પરિણમી. પાછળથી તેમણે ભારતના સ્વાતંત્ર્યસંગ્રામમાં પણ મહત્ત્વનો ભાગ ભજવ્યો હતો. તેમણે મદ્રાસમાં હોમરૂલ લીગની સ્થાપના કરી. તે પ્રવૃત્તિ દ્વારા ભારતની જનતામાં તેઓ ઘણા લોકપ્રિય બન્યાં હતાં.

**થિયૉસૉફિકલ સોસાયટીની પ્રવૃત્તિઓ :** ભારતમાં થિયૉસૉફિકલ સોસાયટીએ આરંભે ધાર્મિક ક્ષેત્ર પ્રત્યે તથા ત્યારબાદ સામાજિક સુધારણા પ્રત્યે ધ્યાન આપ્યું હતું. ભારતીય ધર્મ, તત્ત્વજ્ઞાન અને સંસ્કૃતિ ઉપર આ સંસ્થા વિશેષ ભાર મૂકે છે; પરંતુ તેનું દૃષ્ટિબિંદુ વિશ્વવ્યાપી તથા ઉદાર રહ્યું છે. તેના મૂળભૂત સિદ્ધાંતોમાં વિશ્વમાનવતા, વિશ્વબંધુત્વ તથા વિશ્વધર્મનો સમાવેશ થતો હતો. તેથી સમાજસુધારણાના ક્ષેત્રે પણ આ સંસ્થાનું દૃષ્ટિબિંદુ માનવતાવાદી તથા સમાનતાનું રહ્યું હતું. તેણે હિન્દુ સમાજના સામાજિક કુરિવાજો જેવા કે બાળલગ્ન, કન્યાવિક્રય, જ્ઞાતિવાદ, અસ્પૃશ્યતા વગેરેનો વિરોધ કરી તેને નાબૂદ કરાવવાના પ્રયાસો કર્યા. તેમણે ભારતમાં અનેક શહેરો તથા ગામોમાં હાઈસ્કૂલો, કૉલેજો તથા છાત્રાલયો સ્થાપ્યાં. તે દ્વારા રાષ્ટ્રીય શિક્ષણના વિકાસમાં ગણનાપાત્ર પ્રદાન કર્યું. આ સંસ્થાની વિવિધ પ્રવૃત્તિઓએ પ્રાચીન ભારતીય સંસ્કૃતિના ગૌરવમાં વધારો કર્યો તથા તે દ્વારા ભારતની આમજનતાની પુનર્જાગૃતિના કાર્યને વેગવાન બનાવ્યું.

આ રીતે, વિવિધ સંસ્થાઓની અનેક સુધારા પ્રવૃત્તિઓનું સમગ્રપણે અવલોકન કરતાં જણાય છે કે 19મા સૈકાના ઉત્તરાર્ધમાં તેમણે હિન્દુધર્મ તથા સમાજમાં આમૂલ પરિવર્તનો આણ્યાં હતાં. તે સમયના સમાજ ઉપર ધર્મનો ઘણો પ્રભાવ પડ્યો હતો. તેથી સમાજસુધારણા કરતા પહેલાં ધાર્મિકસુધારણા કરવી અનિવાર્ય હતી. તેથી જ, શરૂઆતની સમાજસુધારણાની પ્રવૃત્તિઓમાં ધર્મસુધારણાનું મહત્ત્વ રહ્યું છે.

## સ્વાધ્યાય

1. નીચેના પ્રશ્નોના જવાબ આપો :
   (1) ભારતમાં નવજાગૃતિનાં પરિબળો જણાવો.
   (2) સહજાનંદ સ્વામીએ કરેલાં સેવાકાર્યો વિશે નોંધ લખો.
   (3) રાજા રામમોહનરાયની સમાજસુધારણાની પ્રવૃત્તિઓની ચર્ચા કરો.
   (4) આર્યસમાજની હિન્દુ ધર્મની સુધારણાની પ્રવૃત્તિઓની માહિતી આપો.
   (5) ગુજરાતમાં સમાજસુધારણાની પ્રવૃત્તિ
2. ટૂંક નોંધ લખો :
   (1) બ્રહ્મોસમાજ (2) પ્રાર્થના સમાજ
   (3) રામકૃષ્ણ મિશન (4) થિયૉસૉફિકલ સોસાયટી



# 6 પૂર્વ અને પશ્ચિમની સંસ્કૃતિનાં ભેદો અને સંગમસ્થાનો

**પ્રાસ્તાવિક :** સંસ્કૃતિને પૂર્વ કે પશ્ચિમ એવા કોઈ ભેદ હોઈ શકે નહિ. જ્યાંજ્યાં માનવ ત્યાંત્યાં એની સંસ્કૃતિ. આમ છતાં, અભ્યાસ માટે આવા ભેદો પાડવામાં આવે છે. આપણે જાણીએ છીએ કે સંસ્કૃતિના ઘડતરમાં ભૌગોલિક પરિબળ, સામાજિક સંગઠન, આર્થિક સમાયોજન, રાજકીય સંગઠન તેમજ જ્ઞાન અને કલા માટેની ખેવના અગત્યનો ભાગ ભજવે છે. આ પરિબળોને ધ્યાનમાં રાખીને પૂર્વ અને પશ્ચિમની સંસ્કૃતિના ભેદો સમજાવવા પ્રયત્ન કરવામાં આવ્યો છે.

**પૂર્વ અને પશ્ચિમની સંસ્કૃતિના ભેદો :** ઉપર્યુક્ત સંદર્ભમાં જોઈએ તો પૂર્વની સંસ્કૃતિ નદીકિનારે વિકસેલી સંસ્કૃતિ છે. ઉદાહરણ તરીકે પ્રાચીન ચીનની સંસ્કૃતિ હોઆંગહો તથા યાંગસેક્યાંગ નદીઓના કિનારે વિકસી હતી. પશ્ચિમની સંસ્કૃતિઓ મુખ્યત્વે સમુદ્રોના કિનારે વિકસેલી સંસ્કૃતિઓ છે. ઉદાહરણ તરીકે પ્રાચીન ગ્રીસની સંસ્કૃતિ એજિયન સમુદ્રને કિનારે વિકસી હતી.

પશ્ચિમના દેશોને વિશાળ સાગરકાંઠો મળ્યો હોવાથી તે દેશોના લોકો સાહસિક બન્યા. પશ્ચિમની ઠંડી આબોહવાએ ત્યાંના લોકોને ઉદ્યમી બનાવ્યા છે. પૂર્વના દેશોની ગરમ આબોહવાને કારણે ત્યાં વસતા લોકોમાં આળસ પ્રગટે છે. કુદરતી પરિસ્થિતિને પરિણામે પશ્ચિમની સંસ્કૃતિ ઉદ્યોગપ્રધાન બની છે. સંજોગોવશાત્ પૂર્વની સંસ્કૃતિ મુખ્યત્વે ખેતીપ્રધાન રહી છે.

પૂર્વના સમાજમાં (લોકોમાં) અનેક પ્રજાઓનાં મિશ્રણો થયાં છે. ભારતીય સમાજ આનું વિશિષ્ટ ઉદાહરણ છે. ઇતિહાસના ઊગમકાળથી વિદેશી પ્રજાઓને ભારતની ભૂમિનું આકર્ષણ રહ્યું છે. ભારતે પણ બધી જ આગંતુક પ્રજાઓને પોતાના વિશાળ ઉદરમાં સમાવી લીધી છે. તેથી, ભારતીય સંસ્કૃતિમાં અનેક વિદેશી પ્રજાઓનો સમન્વય થયો છે. એ રીતે યવન, શક, પહ્લવ, કુષાણ, હૂણ, ગુર્જર વગેરે પ્રજાઓનું ભારતીયકરણ થયું છે. આ જ કારણે ભારતમાં ભાષા, ધર્મ તથા રીતરિવાજો વચ્ચે પણ સારી એવી વિવિધતા જણાય છે. પશ્ચિમના સમાજમાં પ્રજાઓ તથા તેમની ભાષા, ધર્મ, રીતરિવાજો ઇત્યાદિની બાબતમાં આ રીતની વિવિધતા જણાય છે ખરી, પરંતુ તેમાં મિશ્રણ થઈ શક્યું નથી.

પૂર્વ તથા પશ્ચિમની સંસ્કૃતિઓમાં જીવનમૂલ્યો વચ્ચે પણ અતિશય ભિન્નતા દૃષ્ટિગોચર થાય છે. પશ્ચિમના દેશોનો સમાજ વ્યક્તિપ્રધાન છે, જ્યારે પૂર્વનો સમાજ કુટુંબપ્રધાન છે. પશ્ચિમનો સમાજ વ્યક્તિવાદી વિકાસમાં માને છે, જ્યારે પૂર્વનો સમાજ સમષ્ટિવાદી વિકાસની હિમાયત કરે છે. વ્યક્તિવાદને કારણે પશ્ચિમના દેશોમાં વ્યક્તિસ્વાતંત્ર્યનો વિકાસ ઘણો મોડો થયો. પશ્ચિમના દેશોમાં વિભક્ત કુટુંબનું મહત્ત્વ સ્વીકારવામાં આવ્યું હોવાથી તથા કેળવણીનો વ્યાપક પ્રમાણમાં ફેલાવો થયેલો હોવાથી સ્ત્રીસન્માનની ભાવના ત્યાં સારી પેઠે વિકસી છે. ભારતમાં સંયુક્તકુટુંબ પ્રથા હોવાથી તથા કેળવણીનો પ્રસાર અલ્પ પ્રમાણમાં થયેલો હોવાથી મહિલાઓનું વધુ પડતું શોષણ થયું છે.

ભારતના લોકોમાં લગ્ન ધાર્મિક વિધિ અનુસાર થતાં હોવાથી એ પવિત્ર સંસ્કાર છે, અતૂટ બંધન છે. ભારતમાં લગ્નને બે આત્માઓનું મિલન માનવામાં આવે છે. તેને લીધે ભારતમાં લગ્ન વિચ્છેદના બનાવો પ્રમાણમાં ઓછા હોય છે. તેનાથી વિરુદ્ધ પશ્ચિમના દેશોમાં લગ્નને એક જાતનો કરાર માનવામાં આવે છે. તેથી, ત્યાં લગ્ન વિચ્છેદનું પ્રમાણ વધારે છે.

વર્તમાનકાળમાં પશ્ચિમની પ્રજાનું ધ્યાન લોકોની ભૌતિક પ્રગતિ પર કેન્દ્રિત થયેલું છે. તેને મન મૃત્યુ પછીના પરલોકનું કોઈ મહત્ત્વ નથી. પૂર્વની સંસ્કૃતિનું ધ્યાન પરલોક પ્રત્યે વધારે કેન્દ્રિત થયેલું હોવાથી તેમાં વર્તમાન સમયના લોકોની ઉપેક્ષા કરવામાં આવી છે. વ્યાવહારિક દૃષ્ટિબિંદુની બાબતમાં પશ્ચિમ પ્રગતિવાદી છે, જ્યારે પૂર્વના દેશોની પ્રજા ભાગ્યવાદી છે.

પશ્ચિમના દેશોના લોકોએ વૈજ્ઞાનિક ક્ષેત્રમાં નોંધપાત્ર વિકાસ કર્યો છે. વરાળ, વીજળી, ટેલિફોન, અવકાશ, અણુબૉમ્બ, ઉપગ્રહો વગેરે ક્ષેત્રોમાં સંશોધનો કરીને એમણે કુદરતી સાધનો પર કાબૂ મેળવ્યો છે. આ ઉપરાંત, વેપાર, ખેતી, ચિકિત્સા, ઔષધિ, વાસ્તુવિદ્યા, વાહનવ્યવહાર તથા જીવનનાં સર્વ ક્ષેત્રોમાં સગવડો વધે એવાં યંત્રો બનાવીને તથા તેમાં સતત સુધારા કરીને તેના વ્યાપક ઉપયોગ દ્વારા એમણે વર્તમાન ભૌતિક જીવનનું ધોરણ ઉત્કૃષ્ટ બનાવ્યું છે. તે સિદ્ધિઓ પ્રાપ્ત કરવા માટે પશ્ચિમના દેશોએ ઘણો પુરુષાર્થ કર્યો છે. તેનાથી વિરુદ્ધ પૂર્વના દેશોએ કેટલાંક વર્ષો બાદ કરતાં પોતાનો સમય અમુક અંશે ધર્મ, દર્શન તથા આધ્યાત્મિક ચિંતનમાં પસાર કર્યો છે. ભારતીય સંસ્કૃતિનો આત્મા ધર્મ છે. ભારતીય સમાજમાં ધર્મ તથા સંસ્કૃતિ પરસ્પર એવાં વિલીન થયેલાં છે કે તેમને અલગ પાડી શકાય નહિ.

પ્રાચીન સમયમાં સાંસ્કૃતિક વિકાસ પૂર્વના દેશોમાં જ થયો હતો. ઇજિપ્ત, મેસોપોટેમિયા, ચીન તથા હડપ્પીય સંસ્કૃતિઓ વિકસી હતી ત્યારે પશ્ચિમના દેશો ઘણા પછાત હતા. મધ્યયુગમાં પણ વૈજ્ઞાનિક ક્ષેત્રે પૂર્વના દેશો પશ્ચિમ કરતાં ઘણા આગળ હતા; પરંતુ અર્વાચીન સમયમાં પૂર્વના દેશો પશ્ચિમ કરતાં પાછળ રહી ગયા છે.

આધુનિક યુગમાં પૂર્વના દેશોનો વિકાસ પશ્ચિમની તુલનામાં ઘણો ધીમો રહ્યો છે; પરંતુ તેથી તે દેશો વિકાસશીલ નથી એમ કહેવું સાચું નથી. જાપાન, ભારત અને કોરિયા, સિંગાપુર જેવાં પૂર્વનાં કેટલાંક રાષ્ટ્રોએ વિવિધ ક્ષેત્રે નોંધપાત્ર વિકાસ કર્યો છે. મોટરકાર, ટેલિવિઝન તથા ઇલેક્ટ્રૉનિક્સના ઉદ્યોગોમાં જાપાને વિશ્વનાં બજારો સર કર્યાં છે અને યુનાઇટેડ સ્ટેટ્સને વેપાર-ઉદ્યોગના ક્ષેત્રમાં હંફાવે છે. ચીને પણ અનેક ક્ષેત્રોમાં આશ્ચર્યજનક પ્રગતિ સાધીને વિશ્વની મહાસત્તાઓમાં સ્થાન મેળવી લીધું છે. ભારતે પણ સ્વતંત્રતા પ્રાપ્ત કર્યા બાદ વૈજ્ઞાનિક સંશોધન તથા ઉદ્યોગોને ક્ષેત્રે હરણફાળ ભરી છે. તેણે પોતાના ઉપગ્રહો તરતા મૂકવા ઉપરાંત 'અગ્નિ', 'પૃથ્વી' નામનાં મિસાઇલ બનાવીને દુનિયાના દેશોની સાથે શસ્ત્રોની સ્પર્ધામાં પોતાનું ચોક્કસ સ્થાન મેળવ્યું છે.

**પૂર્વ અને પશ્ચિમની સંસ્કૃતિનો સમન્વય** : ભારત એક ધાર્મિક તથા અધ્યાત્મવાદી દેશ છે. આપણા દેશમાં મોક્ષ તે જીવનનું અંતિમ ધ્યેય રહ્યું છે. આપણે ત્યાં ધર્મનો જે આદર્શ છે તે અંતરની વસ્તુ છે. તે બહારના કોઈ વર્તુળમાં સ્થાપવાની ચીજ નથી.

ઉપનિષદના ઋષિઓ આત્માની શોધમાં પોતાનું સમગ્ર જીવન વ્યતીત કરતા હતા. શ્રીમદ્ ભગવદ્ ગીતામાં જણાવ્યા પ્રમાણે ઈશ્વરનો સાક્ષાત્કાર એ જ માનવજીવનનું ઉત્કૃષ્ટ ધ્યેય છે. ભારતમાં ચાર્વાક સિવાયનાં અન્ય દર્શનોએ આધ્યાત્મિકતાને જીવનનું પરમ ધ્યેય ગણીને સંસારને ગૌણ મહત્ત્વ આપ્યું છે. ભારતીય અધ્યાત્મવાદમાં દુનિયાની સામાજિક તથા આર્થિક અસમાનતાઓને કર્મના સિદ્ધાંત દ્વારા સમજાવવાનો પ્રયાસ કરવામાં આવ્યો છે. તે મુજબ માણસની આ જન્મની સામાજિક, આર્થિક તથા રાજકીય સ્થિતિ તેના અગાઉના જન્મોમાં કરેલાં કર્મોનાં ફળરૂપે માનવામાં આવી છે. આ ખુલાસાથી લાખો લોકોમાં પેદા થતો અસંતોષ ઘણુંખરું શાંત થઈ જાય છે. આ કારણને લીધે જ યુરોપના લોકોએ અસંતોષમાંથી પ્રગટેલ દાવાનળમાંથી રાજકીય, સામાજિક અને આર્થિક ક્રાંતિઓ કરી; પરંતુ, ભારત સહિત પૂર્વના દેશોમાં તેનો અભાવ જણાય છે. આ પ્રારબ્ધવાદી કે કર્મના સિદ્ધાંત મુજબની વિચારસરણીને કારણે વિકાસનો વેગ ધીમો પડી ગયો છે તથા રૂઢિવાદ, પ્રારબ્ધવાદ, અંધવિશ્વાસ ઇત્યાદિમાં ખૂબ વધારો થયો છે. તેથી જ પશ્ચિમના લોકોમાં આપણા દેશ માટે 'અપરિવર્તનીય પૂર્વ' એવી છાપ પેદા થઈ હતી.

આધુનિક ભારતીય ચિંતકોના અભિપ્રાય મુજબ પશ્ચિમના દેશોના ભૌતિકવાદ સાથે ભારતીય અધ્યાત્મવાદનો સુભગસમન્વય સાધવામાં આવે તો જ ભારતનો વિવિધલક્ષી વિકાસ થઈ શકશે. આપણે સૌ જાણીએ છીએ કે પશ્ચિમની સંસ્કૃતિમાં રહેલા ભૌતિકવાદમાં અનેક દોષો રહેલા છે. તેમાં ભોગવિલાસ, નાસ્તિકતા, તાકાત વધારવાની સતત ભૂખ તથા અનંત મિથ્યા દોટ રહેલાં છે. યુરોપની આધુનિક સંસ્કૃતિ વૈવિધ્યપૂર્ણ, જટિલ અને વિક્ષોભ પામેલી છે. યુરોપીય સંસ્કૃતિ પંદર સદીથી ટકી રહેલી છે અને સતત આગળ વધતી રહી છે. યુરોપમાં દરેક ચીજ ઝડપથી દોડી રહી છે; પરંતુ તેને ખબર નથી કે તે કઈ દિશામાં દોડે છે. યુરોપ સાધનોનાં ચક્રમાં તેનું લક્ષ્ય ચૂકી ગયું છે. આ લક્ષ્ય તેને ભારતના અધ્યાત્મવાદમાંથી મળવાની શક્યતા છે. તેમ છતાં, આપણે સૌએ એ બાબતનો સ્વીકાર કરવો જોઈએ કે પશ્ચિમના ભૌતિકવાદે જગતને જે કાંઈ આપ્યું છે તે પૂર્વના દેશોના અધ્યાત્મવાદથી લેશમાત્ર ઊણું ઊતરે એમ નથી. ધર્મપાલન દ્વારા સ્વર્ગનાં સુખ પ્રાપ્ત કરવાની જે કલ્પનાઓ કરવામાં આવી હતી તેમાંની ઘણીબધી બાબતો યુરોપના ભૌતિકવાદે મેળવી આપી છે. તેણે અણુબૉમ્બ, રૉકેટ અને મિસાઇલ્સ આપ્યાં છે. તો તેની સાથેસાથે ખેતી, ઉદ્યોગો, ઉપગ્રહો, ઔષધ અને ચિકિત્સા માટેનાં આવશ્યક વૈજ્ઞાનિક સંશોધનો દ્વારા લોકોની સગવડોમાં વણકલ્પ્યો વધારો પણ કર્યો છે.

આધુનિક યુગમાં પશ્ચિમની સંસ્કૃતિ પૂર્વના બધા દેશોમાં ફેલાઈ રહી છે. પૂર્વના સર્વે દેશોની સંસ્કૃતિ તથા સભ્યતા પર યુરોપ તથા યુનાઇટેડ સ્ટેટ્સનો વ્યાપક પ્રમાણમાં પ્રભાવ પડ્યો છે. ત્યારે, એવી વિવેકદૃષ્ટિ કેળવવાની આવશ્યકતા છે કે જેનાથી બંને સંસ્કૃતિઓનો સુભગ સમન્વય સધાય અને તે લોકસમુદાયને માટે લાભદાયી પરિણામ લાવી શકે. પશ્ચિમની સંસ્કૃતિની કેવળ નકલ કરવાથી અન્ય કોઈ રાષ્ટ્રને કાયમી ફાયદો થઈ શકે નહિ. પશ્ચિમના ભૌતિકવાદને જેમનો તેમ સ્વીકારી લેવાથી તેમાં રહેલી ખામીઓ પણ લોકોમાં ફેલાઈ જાય. તેના ફળસ્વરૂપે તે દેશની મૂળભૂત સંસ્કૃતિનો લોપ થવાની સ્થિતિ

પણ પેદા થાય. હકીકતમાં, દરેક રાષ્ટ્રે તેની રહેણીકરણી, પહેરવેશ, ખોરાકની ટેવો, રીતરિવાજો, સામાજિક સંસ્થાઓનાં વિશિષ્ટ લક્ષણો જાળવી રાખવાં જોઈએ. તેનાથી તે રાષ્ટ્રના લોકોની સંસ્કૃતિ તથા સભ્યતાની જાળવણી અને સંવર્ધન થઈ શકે છે. વાસ્તવમાં, આપણા દેશની આધ્યાત્મિકતા દુનિયાના લોકસમુદાયના ભાવિ સુખ તથા માનસિક શાંતિ માટે અતિ ઉપયોગી છે. ભારતના લોકોએ પશ્ચિમની સંસ્કૃતિમાં રહેલ ભૌતિકવાદ સ્વીકારવો જોઈએ; પરંતુ તે સાથે પોતાની આધ્યાત્મિકતા કદી ગુમાવવી જોઈએ નહિ. સમગ્રપણે વિચારીએ તો ભૌતિકવાદ તથા અધ્યાત્મવાદ પરસ્પરના વિરોધી નથી, પરંતુ એકબીજાંનાં પૂરક છે. તે બંનેનો સુમેળ સાધવાથી લોકોનું જીવન સુખી થાય અને પરલોક સુધરવાની આશા બંધાય છે. તેથી, આધુનિક સમયમાં ઉભયનો સમન્વય સાધવો જોઈએ. આ પ્રકારનો સમન્વય આધુનિક વિશ્વ માટે અતિ લાભદાયી પુરવાર થશે.

**પશ્ચિમની સંસ્કૃતિની સમાજ પર અસરો :** આધુનિક યુગમાં ભારતીય શિક્ષણ, સમાજ, ધર્મ, વિજ્ઞાન વગેરે ક્ષેત્રોમાં પશ્ચિમી દેશોની સંસ્કૃતિની અસરોની તથા તે દ્વારા થયેલ પશ્ચિમીકરણની ચર્ચા અહીં કરવામાં આવી છે.

**શિક્ષણમાં પરિવર્તન :** પશ્ચિમની સંસ્કૃતિનો સૌથી વધારે પ્રભાવ શિક્ષણના ક્ષેત્રમાં પડ્યો છે. ભારતમાં અંગ્રેજી કેળવણી આપવાની શરૂઆત ખ્રિસ્તી ધર્મપ્રચારકો દ્વારા બંગાળમાં થઈ હતી. ત્યારબાદ ઈ.સ. 1835માં ગવર્નર જનરલ લૉર્ડ વિલિયમ બેન્ટિન્કના સમયમાં એવો ઠરાવ કરવામાં આવ્યો કે હવેથી બ્રિટિશ ઈસ્ટ ઇન્ડિયા કંપનીની સરકાર ભારતમાં 'અંગ્રેજી ભાષા' દ્વારા પશ્ચિમના સાહિત્ય અને વિજ્ઞાનના અભ્યાસને ઉત્તેજન આપશે. ત્યારથી ભારતમાં સરકારી ધોરણે અંગ્રેજી કેળવણીની શરૂઆત થઈ. તે પછી પાશ્ચાત્ય શિક્ષણ આપતી શાળાઓ અને કોલેજો વધવા માંડી. ગવર્નર જનરલ લૉર્ડ હાર્ડિંજે એવો ઠરાવ કર્યો કે કંપનીની નોકરીમાં જાહેર પરીક્ષાઓ દ્વારા ભરતી કરવી અને તેમાં અંગ્રેજી શિક્ષણ લીધેલા લોકોને પ્રથમ પસંદગી આપવી. તેથી, અંગ્રેજી શિક્ષણનો ફેલાવો ઝડપથી થયો. ઈ.સ. 1857માં મુંબઈ, કલકત્તા તથા મદ્રાસમાં દેશની સૌ પ્રથમ યુનિવર્સિટીઓ સ્થાપવામાં આવી.

ભારતમાં પાશ્ચાત્ય કેળવણીનો પ્રસાર વધવાની સાથે ધીમેધીમે પ્રાચીન ભારતીય શિક્ષણપદ્ધતિ દૂર થવા લાગી. શિક્ષણના માધ્યમ તરીકે અંગ્રેજી ભાષા આવી અને રાજ્યતંત્રમાં દરેક વિભાગમાં અંગ્રેજી ભાષાનું પ્રભુત્વ સ્થપાયું. વર્તમાન સમયમાં દેશ સ્વતંત્ર થયાને પાંચ દાયકા વીતવા છતાંય ભારતમાં અંગ્રેજી ભાષાનું પ્રભુત્વ પ્રવર્તે છે. અંગ્રેજોએ તેમની ભાષા સાથે શિક્ષણસંસ્થાઓમાં નવા વિષયો પણ દાખલ કર્યા. અંગ્રેજોની નવી શિક્ષણપ્રથા શરૂ થવાથી મધ્યયુગીન ગામઠી શાળાઓ, ગુરુકુળો તથા આશ્રમપદ્ધતિના શિક્ષણનો લોપ થયો. તેને સ્થાને હાઈસ્કૂલો, કૉલેજો તથા યુનિવર્સિટીઓની સ્થાપના થઈ. એ રીતે, શિક્ષણમાં નોંધપાત્ર પરિવર્તન થયું.

પાશ્ચાત્ય કેળવણી સહિત પશ્ચિમના દેશોમાં ભણાવાતા વિષયોનું શિક્ષણ પણ આપણા દેશમાં અપાવા માંડ્યું. તેમાં પાશ્ચાત્ય સાહિત્ય, ઇંગ્લૅન્ડનો ઇતિહાસ, કાયદાશાસ્ત્ર, ભૌતિક વિદ્યાઓ, ખેતી, તબીબી વિજ્ઞાન, ઇજનેરી અભ્યાસક્રમો તથા બીજા અનેક

વ્યાવસાયિક વિષયોનો સમાવેશ કરવામાં આવ્યો. તેના ફલસ્વરૂપે દેશના હજારો તેજસ્વી વિદ્યાર્થીઓ વિવિધ વિષયોમાં પારંગત થઈને ભારતની ઉન્નતિ તથા ઉત્કર્ષનાં કાર્યોમાં લાગી ગયા.

અંગ્રેજી કેળવણીએ ભારતીય સમાજ તથા લોકજીવન પર પ્રત્યક્ષ અને પરોક્ષ રીતે જે અસર કરી, તે શકવર્તી પરિણામો લાવનારી પુરવાર થઈ છે તે હકીકત સ્વીકારવી જોઈએ. આ શિક્ષણને લીધે તે વખતના રૂઢ તથા સંકુચિત ભારતીય સમાજમાં ચેતના પ્રગટી. 19મા સૈકામાં ઇંગ્લૅન્ડ, યુરોપ તથા યુનાઇટેડ સ્ટેટ્સમાં રાષ્ટ્રવાદ, લોકશાહી, માનવતાવાદ, ઉદારમતવાદ તથા સ્વતંત્રતા, સમાનતા, બંધુતા વગેરે નૂતન વિચારસરણીઓ પ્રવર્તતી હતી. ફ્રાન્સ, ઇટલી, ઇંગ્લૅન્ડ, યુનાઇટેડ સ્ટેટ્સ વગેરે દેશોમાં ત્યાંની પ્રજાએ કરેલી ક્રાંતિઓના તથા લોકશાહીના વિજયોના ઇતિહાસો લખાતા હતા. ભારતમાં અંગ્રેજી શિક્ષણના ફેલાવાને કારણે યુવકોને અંગ્રેજી ભાષા તથા સાહિત્યના જ્ઞાન દ્વારા ઉપર્યુક્ત નૂતન તથા પ્રોત્સાહક વિચારસરણીનો પરિચય થયો. તેથી દેશના બુદ્ધિશાળી અને તેજસ્વી યુવાનોમાં સ્વદેશ તથા સમાજના ઉત્કર્ષ માટેની તમન્ના જાગ્રત થઈ. પાશ્ચાત્ય બૌદ્ધિક અધ્યયનને લીધે તેઓમાં નૂતન પ્રકારની બૌદ્ધિક જાગૃતિ આવી. તેના ફલસ્વરૂપે તેઓને તત્કાલીન ભારતીય સમાજ તથા ધર્મમાં ફેલાયેલાં વહેમ, અંધશ્રદ્ધા, કુરિવાજો, કુપમંડૂકતા વિરુદ્ધ લડત ચલાવવાનું પ્રોત્સાહન મળ્યું. આ રીતે, પાશ્ચાત્ય શિક્ષણસંસ્થાઓએ ભારતમાં પુનરુત્થાન તથા રાષ્ટ્રીય ચેતનાનાં પરિબળોને જન્મ આપ્યો છે. પાશ્ચાત્ય શિક્ષણથી ભારતમાં બૌદ્ધિક ક્રાંતિ થઈ છે. પાશ્ચાત્ય શિક્ષણે ભારતને કેટલાક દેશનેતાઓ - દાદાભાઈ નવરોજી, સુરેન્દ્રનાથ બેનરજી, ફિરોજશાહ મહેતા, ગોપાલ કૃષ્ણ ગોખલે, લોકમાન્ય ટિળક વગેરે આપ્યા. આપણા દેશમાં રાષ્ટ્રવાદ ફેલાવવામાં તેઓએ મહત્ત્વનો ભાગ ભજવ્યો હતો.

આ દરમિયાન કેટલાક યુરોપીય વિદ્વાનોએ ભારતના પ્રાચીન ગૌરવની ઝાંખી કરાવીને ભારતની સાંસ્કૃતિક પુનર્જાગૃતિમાં નોંધપાત્ર પ્રદાન કર્યું. મેક્સમૂલર, જેમ્સ પ્રિન્સેપ, મોનિયેર વિલિયમ્સ, સર વિલિયમ જૉન્સ જેવા પશ્ચિમના પંડિતોએ ભારતના પ્રાચીન સંસ્કૃત ગ્રંથોનો તલસ્પર્શી અભ્યાસ કરી તેની ઉત્કૃષ્ટ વિશિષ્ટતાઓ ભારતીયો સમક્ષ રજૂ કરી, તેઓને પોતાના વિસરાઈ ગયેલા વારસાની માહિતી પૂરી પાડી. આ સમય દરમિયાન ભારતીય શિક્ષણપદ્ધતિને પુનર્જીવિત કરવાના ઉમદા પ્રયાસરૂપે મહાત્મા મુંશીરામે (સ્વામી શ્રદ્ધાનંદ) ગુરુકુલ કાંગડીની સ્થાપના કરી. શ્રીમતી એની બેસન્ટે બનારસમાં સેન્ટ્રલ હિન્દુ સ્કૂલ સ્થાપી. જે આગળ જતાં કૉલેજ અને ત્યારબાદ યુનિવર્સિટીમાં પરિણમી. એવી રીતે કવિવર રવીન્દ્રનાથ ટાગોરે શાંતિનિકેતનની સ્થાપના કરી હતી. દિલ્લીમાં જામિયા મિલિયા સંસ્થા તથા રાષ્ટ્રીય વિદ્યાપીઠો સ્થપાયાં હતાં. આમ છતાં, ભારતીય શિક્ષણ પદ્ધતિ ઘણુંખરું પશ્ચિમી સ્વરૂપની રહી છે.

પાશ્ચાત્ય શિક્ષણને પરિણામે અંગ્રેજી, ફ્રેન્ચ, લૅટિન, જર્મન વગેરે યુરોપીય ભાષાઓના સાહિત્યનો પ્રભાવ ભારતની બંગાળી, મરાઠી, હિન્દી, ગુજરાતી, તમિળ, તેલુગુ વગેરે ભાષાઓ પર પડ્યો અને તે પ્રાદેશિક ભાષાઓના સાહિત્યમાં નવચેતન

પ્રગટ્યું. પાશ્ચાત્ય સાહિત્યના અધ્યયનથી ભારતીય સાહિત્ય ધર્મનિરપેક્ષ બન્યું. તે પૂર્વે સાહિત્યમાં ધાર્મિક વિષયોનો પ્રભાવ હતો. હવે સાહિત્યમાં વિવિધ વિષયોનું ખેડાણ થવા લાગ્યું. તેના વિષયો જીવનનાં બધાં અંગોને સ્પર્શ કરવા લાગ્યાં. યુરોપના સંપર્કથી આપણા સાહિત્યમાં દેશભક્તિની ભાવના જાગ્રત થઈ. 19મા સૈકાના છેલ્લા દાયકામાં બંગાળના લેખકોએ સમાજસુધારા તથા રાષ્ટ્રભક્તિને પ્રેરક સાહિત્યનું સર્જન કર્યું. ભારતની રાષ્ટ્રીય અસ્મિતાને ઉત્તેજન મળે એવું સાહિત્ય ભારતની વિવિધ પ્રાદેશિક ભાષાઓમાં પ્રગટ થયું. બંકિમચંદ્ર ચટ્ટોપાધ્યાય લિખિત 'આનંદમઠ' નામની પ્રખ્યાત નવલકથામાંનું 'વંદે માતરમ્' ગીત તે સમયે રાષ્ટ્રગીત તરીકે પ્રસિદ્ધિ પામ્યું. તે ગીત રાષ્ટ્રીય એકતા તથા મુક્તિનું પ્રતીક બન્યું. દીનબંધુ મિત્રે 'નીલદર્પણ' નામે નાટક લખ્યું. તેમાં ગળીના ખેતરોના અંગ્રેજ માલિકો દ્વારા તેમના ખેડૂતો પર ગુજારવામાં આવતા ભયંકર જુલમ તથા તેમના થતા અસહ્ય શોષણ પર સખત પ્રહારો કરવામાં આવ્યા. હિન્દી લેખક બાબા ભારતેન્દુ હરિશ્ચંદ્રનાં નાટકોએ ભારતીયોને રાષ્ટ્રભક્તિનો પ્રેરક સંદેશો આપ્યો. સ્વામી દયાનંદ સરસ્વતીનાં લખાણોએ ભારતના ગૌરવપ્રદ વારસાને સજીવન કરીને લોકોમાં રાષ્ટ્રભક્તિ પ્રેરી. નર્મદ અને કરસનદાસ મૂળજીએ ગુજરાતના લોકોને સમાજસુધારણાનો તથા નવા યુગનો સંદેશો આપ્યો.

**પરદેશગમન :** ભારતમાં મધ્યયુગમાં સમુદ્રયાત્રાનો નિષેધ હતો. તેનાથી ધર્મભ્રષ્ટ અને જાતિભ્રષ્ટ થવાય છે તેવી માન્યતા હિન્દુઓમાં હતી. પરંતુ 19મી સદીના સુધારાના વાવાઝોડામાં એવી માન્યતા ટકી શકી નહિ. વળી ભારતમાં પાશ્ચાત્ય શિક્ષણના ફેલાવા સાથે વહેમ, અંધશ્રદ્ધા, કૂપમંડૂકતા વગેરે દૂર થયાં. લોકો વેપાર તથા ઉચ્ચ શિક્ષણ માટે ઇંગ્લૅન્ડ અને બીજા દેશોમાં જવા માંડ્યાં. સમુદ્ર ઓળંગીને નવા દેશમાં નવી સંસ્કૃતિ ના નવાનવા આદર્શો જોઈને તેમના મનના સંકુચિત વિચારના બંધનો મુક્ત થઈ ગયાં. જન્મ્યા ત્યારથી આપણે જે નિયમો વિનાસંશયે પાળતા આવતા હતા, તેનું કારણ પૂછવાનું કદીયે સૂઝ્યું નહોતું. તેને વિશે હવે વિવિધ દલીલો, તર્કો તથા સંદેહો પેદા થવા લાગ્યા. સમુદ્રયાત્રાના પ્રતિબંધને કારણે આપણે ભલે ઇંગ્લૅન્ડ ન ગયા પરંતુ ત્યાંની અંગ્રેજી કેળવણી આપણે ઘરઆંગણે આવીને ઊભી. એણે જ પેલા સમુદ્રયાત્રાના પ્રતિબંધને તોડી નાખ્યો.

અગાઉ આપણા સમાજમાં પરદેશગમન કરનારને જ્ઞાતિ બહાર મૂક્યાનાં ઉદાહરણો જાણીતાં છે. પશ્ચિમની સંસ્કૃતિના પ્રભાવથી હવે સમગ્ર દૃષ્ટિબિંદુ બદલાઈ ગયું છે. પરદેશ જનારને લોકો ઉત્સાહપૂર્વક વિદાય આપે છે અને તે માટે વિદાય સમારંભો યોજવામાં આવે છે. પરદેશગમન કરવાથી હવે પ્રતિષ્ઠા મળે છે.

ઉચ્ચ શિક્ષણ માટે ઇંગ્લૅન્ડ કે યુરોપના અન્ય દેશોમાં જનાર આપણા બુદ્ધિશાળી અને તેજસ્વી યુવકોએ ત્યાંનો સમાજ, ત્યાંની સામાજિક સંસ્થાઓ, ત્યાંના રાજકીય પક્ષો, પાર્લમેન્ટ, લોકશાહી પદ્ધતિ, ચૂંટણીઓ, સમાજમાં પ્રવર્તતી સમાનતા વગેરેનું પ્રત્યક્ષ નિરીક્ષણ કર્યું અને તેનાથી તેઓ પ્રભાવિત થયા. ભારતમાં પાછા ફર્યા બાદ આપણા દેશમાં એવી સંસ્થાઓ હોવી જોઈએ એવા વિચારોનો તેઓએ પ્રચાર કર્યો. તે વિચારો દ્વારા રાષ્ટ્રવાદ ફેલાયો.

**સ્ત્રીનો દરજ્જો :** વેદકાલીન સમાજમાં સ્ત્રીનો દરજ્જો ઊંચો હતો. ધર્મકાર્યમાં તેની હાજરી આવશ્યક ગણાતી. તેથી હિંદુ પરંપરામાં પત્નીને ધર્મપત્ની કહેવામાં આવે છે. સ્ત્રીઓ આજીવન બ્રહ્મચર્ય પાળી શકતી. બાળલગ્નની પ્રથા ન હતી. પતિની પસંદગીમાં સ્ત્રીને સ્વતંત્રતા મળતી હતી. ક્ષત્રિયોમાં પ્રવર્તતી સ્વયંવરની પ્રથા આ વિધાનની સાક્ષી પૂરે છે. વિદ્યાભ્યાસ પછી પુખ્ત ઉંમરે તેનાં લગ્ન યોજાતાં. સમય જતાં સ્ત્રીનો દરજ્જો નીચે જવા લાગ્યો. મધ્યયુગ દરમિયાન બાળલગ્નો થવા લાગ્યાં. કન્યા કેળવણીનું પ્રમાણ અલ્પ માત્રામાં હતું. ઉપલા વર્ગોમાં વિધવાપુનર્લગ્ન પર પ્રતિબંધ હતો અને કેટલીક જ્ઞાતિઓમાં સતી થવાનો પણ રિવાજ હતો.

પશ્ચિમની સંસ્કૃતિના પ્રભાવથી શિક્ષણનો ફેલાવો થવા માંડ્યો. પશ્ચિમના દેશોમાં પ્રવર્તમાન વ્યક્તિસ્વાતંત્ર્ય અને સ્ત્રી-સન્માનની ભાવનાનો પ્રભાવ આપણા સમાજ ઉપર પડ્યો. તેના ફલસ્વરૂપે 19મી સદીમાં રાજા રામમોહનરાય, આર. જી. ભાંડારકર, મહાદેવ ગોવિંદ રાનડે, ધોંડો કેશવ કર્વે, દુર્ગારામ મહેતાજી, કરસનદાસ મૂળજી, ભોળાનાથ સારાભાઈ જેવા સમાજસુધારકોએ બાળલગ્ન અને બહુપત્નીત્વનો વિરોધ કર્યો. તેમણે કન્યાકેળવણી અને વિધવાપુનર્લગ્નને ઉત્તેજન આપ્યું. બ્રિટિશ સરકારે પણ શિક્ષિત ભારતીયોના ટેકાથી સમાજ સુધારણાનાં કેટલાંક મહત્ત્વનાં કાર્યો કર્યાં. (1) ગવર્નર જનરલ લૉર્ડ વિલિયમ બેન્ટિન્કે ઈ.સ. 1829માં બંગાળમાં સતી પ્રથાને ગેરકાયદે જાહેર કરી. ત્યાર બાદ મદ્રાસ તથા મુંબઈ ઈલાકામાં પણ સતીપ્રથા નાબૂદીના સુધારા કરવામાં આવ્યા. બ્રિટિશ સરકારના દબાણને કારણે દેશી રાજ્યોમાં પણ સતી થવાનો રિવાજ ક્રમશઃ નાબૂદ કરવામાં આવ્યો. (2) એવી જ રીતે બંગાળીઓમાં તથા રાજપૂતો વગેરેમાં દીકરીઓને દૂધ પીતી કરવાના ક્રૂર રિવાજ પણ વખતોવખત કાયદા ઘડીને બંધ કરવામાં આવ્યો. બાળકીને દૂધ પીતી કરવી એટલે તેના જન્મ પછી તરત જ દૂધથી ભરેલા ધાતુના મોટા વાસણમાં તેને ડુબાડીને મારી નાખવી. (3) ઈ.સ. 1854માં સર ચાર્લ્સ વૂડના ખરીતામાં કન્યાકેળવણી ઉપર ભાર મૂકવામાં આવ્યો હતો. તેથી બ્રિટિશ સરકાર દ્વારા કન્યા કેળવણી માટે શાળાઓને તથા સામાજિક સંસ્થાઓ દ્વારા આ અંગે કરવામાં આવતાં કાર્યોને મદદ કરવામાં આવી. (4) ઈ.સ. 1856માં હિન્દુ વિધવાપુનર્લગ્ન ધારો પસાર કરીને, તે દ્વારા વિધવાના પુનર્લગ્નને તથા પુનર્લગ્નથી તેને થયેલાં સંતાનોને કાયદેસર માન્યતા આપવામાં આવી. (5) બાળલગ્નો થતાં અટકાવવા માટે ઈ.સ. 1872માં લગ્ન ધારો ઘડી 14 વર્ષથી ઓછી ઉંમરની છોકરીઓનાં લગ્ન પર પ્રતિબંધ ફરમાવવામાં આવ્યો. બહુપત્ની પ્રથાને ગુનો ગણવામાં આવ્યો. આ કાયદાની એક જોગવાઈ અનુસાર આંતરજ્ઞાતીય લગ્નોને માન્ય રાખવામાં આવ્યાં. આ બધા સમાજસુધારા સમાજમાં સ્ત્રીઓનું સ્થાન ઊંચું લાવવા માટે ઉપયોગી થયા. તેનો અમલ થતાં ધીમેધીમે આપણા સમાજમાં સ્ત્રીનો દરજ્જો સુધરવા લાગ્યો.

20મી સદીના પૂર્વાર્ધમાં શિક્ષણનો પ્રચાર થવાથી સ્ત્રીઓ તેમના અધિકારો તથા પ્રતિષ્ઠા અંગે જાગ્રત થઈ અને તેમણે સામાજિક સંમેલનોમાં ભાગ લેવા માંડ્યો. ઇન્ડિયન નેશનલ સોશિયલ કૉન્ફરન્સ 1903માં મહિલાઓનો એક વિભાગ શરૂ કરવામાં આવ્યો તથા તેના ઉપક્રમે 1909માં મહિલાઓનું એક સંમેલન ભરવામાં આવ્યું. તેનાથી ધીમેધીમે

સમાજસુધારણા માટેનો લોકમત તૈયાર થયો. સ્ત્રીઓને વારસાનો અધિકાર તથા મિલકતની વ્યવસ્થા અંગેનો હક ઘણો મહત્ત્વનો છે. એક સામાન્ય નિયમ તરીકે, વારસા હકમાંથી સ્ત્રીઓને બાકાત રાખવામાં આવતી હતી. તેમાં સુધારા કરવા માટે 1929માં કેન્દ્રની ધારાસભામાં સ્ત્રીઓના વારસા અંગેનો એક ધારો પસાર કરીને પુત્રની દીકરી, દીકરીની દીકરી, બહેન અને તેના દીકરાને વારસાહક આપવામાં આવ્યો. ઈ.સ. 1937માં કેન્દ્રીય ધારાસભાએ હિન્દુ સ્ત્રીઓના મિલકતના અધિકારનો ધારો પસાર કર્યો. તે દ્વારા હિન્દુ વિધવાને તેના પતિની મિલકતમાંથી ભાગ મેળવવાનો હક આપ્યો. આ સમાજ સુધારાની અસર મુખ્યત્વે હિન્દુ અને શિક્ષિત સ્ત્રીઓ પૂરતી મર્યાદિત છે. સમાજ સુધારકો ઉપરાંત સ્વાતંત્ર્ય ચળવળોએ પણ સ્ત્રીઓની જાગૃતિ તથા ઉત્કર્ષમાં નોંધપાત્ર ફાળો આપ્યો. હોમરૂલ આંદોલન, અસહકારની ચળવળ, સવિનય કાનૂન ભંગની લડત તથા 'હિન્દ છોડો' આંદોલનમાં સ્ત્રીઓએ મોટી સંખ્યામાં ઉત્સાહપૂર્વક ભાગ લીધો. આ દરમિયાન સ્ત્રીઓ ઘરની ચાર દીવાલમાંથી બહાર આવી અને જાહેર કાર્યોમાં જોડાઈ. ગાંધીજી માનતા હતા કે સ્ત્રી અબળા નહિ પરંતુ શક્તિ છે. સ્ત્રીઓએ જાહેર જીવનમાં ભાગ લેવો જોઈએ તથા સ્વતંત્રતાની લડતમાં તેમનો હિસ્સો પુરુષો જેટલો જ હોવો જોઈએ. તેમની હાકલને માન આપીને દેશની સ્ત્રીઓએ આઝાદીની ચળવળોમાં મોટી સંખ્યામાં ભાગ લીધો. આઝાદીનાં આંદોલનો દરમિયાન ઘૂમટા પ્રથા તથા પરદા પ્રથાને દૂર કરવાના પ્રયાસો થયા અને તેને સારા પ્રમાણમાં સફળતા મળી. મુંબઈમાં ઉચ્ચ વર્ણની હજારો સ્ત્રીઓએ એક જાહેર સભામાં પોતાના પરદા દૂર કર્યા. બીજા વિશ્વયુદ્ધ દરમિયાન બ્રિટિશ સરકારે વિવિધ ખાતાંઓમાં સ્ત્રીઓની ભરતી કરીને તે દ્વારા તેઓને આર્થિક રીતે સ્વતંત્ર થવા ઉત્તેજન આપ્યું.

સ્વાતંત્ર્ય પ્રાપ્તિ બાદ સ્ત્રીઓના ઉત્કર્ષની પ્રવૃત્તિને વેગ મળ્યો. ભારતના બંધારણમાં પુરુષ તથા સ્ત્રી વચ્ચેનો તફાવત નાબૂદ કરવામાં આવ્યો અને સમાનતાના મૂળભૂત હક દ્વારા સ્ત્રીઓને સમાજના દરેક ક્ષેત્રમાં પ્રગતિ સાધવાની જોગવાઈ કરવામાં આવી. કન્યા-કેળવણીને અગત્યનું સ્થાન આપવામાં આવ્યું તથા તે માટે વિશિષ્ટ અભ્યાસક્રમો ઘડવામાં આવ્યા. આઝાદી બાદ જીવનનાં વિવિધ ક્ષેત્રોમાં આવેલી જાગૃતિ, જાહેર જીવનમાં તેમનો પ્રવેશ, તેઓ માટેના ફાયદાકારક ધારા તથા સરકાર તરફથી સ્ત્રીઓને પ્રાપ્ત થયેલા વિશિષ્ટ હકોને કારણે સમાજમાં સ્ત્રીઓનો દરજ્જો ઊંચો આવ્યો છે.

**જ્ઞાતિપ્રથાની પકડ :** જ્ઞાતિ એક અખિલ ભારતીય ઘટના છે. તે મુખ્યત્વે એક પ્રાદેશિક વ્યવસ્થાના રૂપમાં અસ્તિત્વ ધરાવે છે અને તેનો વ્યવહાર ચલાવે છે. આધુનિક જ્ઞાતિઓની ચડતી-ઊતરતી શ્રેણીમાં વર્તમાન જ્ઞાતિઓનો દરજ્જો આઘોપાછો થાય છે; પરંતુ વર્ણવ્યવસ્થામાં પ્રત્યેક વર્ણનો દરજ્જો સદાને માટે નિશ્ચિત થયેલો હોય છે. કવિશ્રી દલપતરામે તેમના નિબંધમાં ગુજરાતમાં બ્રાહ્મણોની 84, ક્ષત્રિયોની 99, વણિકોની 84 અને શૂદ્રોમાં વ્યવસાય અનુસાર અસ્તિત્વ ધરાવતી 53 જ્ઞાતિઓનો ઉલ્લેખ કર્યો છે. દરેક જ્ઞાતિમાં વર્ગભેદ જણાતા હતા તથા ભોજન અને કન્યાદાન માટેના નિયમો જુદાજુદા

હતા. ભારતમાં હાલમાં આશરે 3000 જેટલી જ્ઞાતિઓ છે અને દરેક જ્ઞાતિની ઘણી જ પેટા જ્ઞાતિઓ છે.

દરેક જ્ઞાતિમાં ચોક્કસ પ્રકારના સ્પર્શાસ્પર્શના નિયમો પ્રવર્તતા હતા. ખાસ કરીને, સમાજના ઉપલા વર્ગમાં આ નિયમોનું ચુસ્ત રીતે પાલન થતું હતું. કારીગર વર્ગમાં આ માટેના નિયમોમાં કેટલીક શિથિલતા જણાતી હતી. બ્રાહ્મણોમાં જ્ઞાતિ ભોજન કરતી વખતે રેશમી વસ્ત્ર પહેરવાનો રિવાજ હતો. બ્રાહ્મણો અન્ય જ્ઞાતિની વ્યક્તિના હાથે રાંધેલી રસોઈ જમતા નહિ. આ ઉપરાંત, બીજાના ઘરનું પાણી પીવું, પ્રસૂતા સ્ત્રીઓ સાથેનો વ્યવહાર, સ્મશાનેથી આવીને સ્નાન કરવું વગેરે અંગેના નિશ્ચિત નિયમો હતા. બ્રાહ્મણોમાં યજ્ઞોપવીત સંસ્કારનું મહત્ત્વ સવિશેષ હતું. યજ્ઞોપવીત વગરના બ્રાહ્મણને બ્રાહ્મણ તરીકે સ્વીકારવામાં આવતો નહિ. દરેકે પોતાની જ્ઞાતિના રિવાજો માનવા પડતા. તેમાં કાંઈ પણ ભૂલ થાય તો જ્ઞાતિના રોષનો ભોગ બનવું પડતું. કેટલીકવાર જ્ઞાતિબહિષ્કારની ભયંકર સજા ભોગવવી પડતી. એ અમોઘ શસ્ત્ર દ્વારા જ્ઞાતિના આગેવાનો સર્વ જ્ઞાતિબંધુઓ ઉપર અંકુશ રાખી શકતા.

ઊંચી જ્ઞાતિના સભ્યોને ઊતરતી જ્ઞાતિના સભ્યો સાથે લગ્ન વ્યવહાર કે જમણવાર પર પ્રતિબંધ હતો. સામાન્ય રીતે વ્યક્તિને પોતાનો વારસાગત એટલે કે બાપદાદાનો ધંધો કરવાનો રિવાજ હતો. ઉદાહરણ તરીકે કડિયાનો દીકરો કડિયો, સુથારનો દીકરો સુથાર અને લુહારનો દીકરો લુહાર બનતો હતો.

ભારતમાં 19મી સદીના ઉત્તરાર્ધ ભાગમાં સમાજસુધારણાની પ્રવૃત્તિ શરૂ થઈ. તે સમયે ભારતમાં અંગ્રેજી શિક્ષણનો ફેલાવો થયો અને સુધારાનો પવન દેશભરમાં ફૂંકાયો. આપણા પ્રજાજીવન પર પશ્ચિમની સંસ્કૃતિની ઘણી મોટી અસર થઈ. રાજા રામમોહનરાયે જ્ઞાતિપ્રથાને દેશની પ્રગતિમાં અવરોધરૂપ ગણાવી. તેમણે સ્થાપેલા બ્રહ્મોસમાજમાં બધા લોકો નાતજાતના કે અન્ય કોઈ પણ ભેદભાવ વગર એકઠા મળી પ્રાર્થના કરતા. પ્રાર્થનાસમાજે આંતરજ્ઞાતીય લગ્નોને ઉત્તેજન આપવાની હિમાયત કરી. દુર્ગારામ મહેતાજીએ ઈ.સ. 1844માં માનવ ધર્મસભા સ્થાપીને જ્ઞાતિભેદનો વિરોધ કર્યો. સ્વામી દયાનંદ સરસ્વતીએ નાતજાતના ભેદભાવોને અયોગ્ય ગણાવ્યા તથા સ્વામી વિવેકાનંદે જ્ઞાતિપ્રથાનો સખત શબ્દોમાં વિરોધ કર્યો હતો. પાશ્ચાત્ય સંસ્કૃતિના પ્રભાવથી શિક્ષિત લોકો શાળા-કૉલેજો, સરકારી કર્મચારીઓ, કારખાનાં, રેલવે, બસ, બાગ-બગીચા વગેરે સ્થળોએ સમાનતાથી હળીમળીને રહેવાફરવા લાગ્યા. શહેરોમાં વસતા તથા બહારગામથી શહેરોમાં જતા લોકો લૉજ, હોટલો, છાત્રાલયો, લગ્નસમારંભો તથા ભોજન સમારંભોમાં જ્ઞાતિભેદનો બાધ રાખ્યા વિના સાથે બેસીને જમવા લાગ્યા. શિક્ષણસંસ્થાઓમાં તથા અન્યત્ર, શિક્ષિત યુવાનો તથા યુવતીઓનો સંપર્ક વધવાથી જ્ઞાતિબાધ વિના પણ પસંદગીનાં લગ્નો થવાં લાગ્યાં. શિક્ષિત યુવાનો અને યુવતીઓ લગભગ બધાં સામાજિક કાર્યોમાં જ્ઞાતિની અવગણના કરવા લાગ્યાં. આમ થવાથી 20મી સદીના પૂર્વાર્ધથી જ્ઞાતિપ્રથાની પકડ નબળી પડી ગઈ. તેમ છતાં, જ્ઞાતિપ્રથા હજુ સદીઓ પર્યંત ચાલુ રહેવાની સંભાવના જણાય છે.

**વિધવાવિવાહ** : વેદકાલીન સમાજમાં વિધવા સંતાનવિહીન હોય તો તેને પુનર્લગ્ન કરવાની છૂટ હતી. ત્યારબાદ, સમય જતાં હિન્દુ સમાજમાં વિધવા-વિવાહનો પ્રતિબંધ ક્યારથી થયો તેની માહિતી પ્રાપ્ત થતી નથી; પરંતુ ખાસ કરીને ઊંચી ગણાતી જ્ઞાતિઓમાં વિધવાઓની સ્થિતિ ઘણી ખરાબ હતી. વિધવાએ અપમાનજનક દશામાં જીવવું પડતું. વિધવાને સારાં વસ્ત્રો, અલંકારો તથા સૌભાગ્ય ચિહ્નો ધારણ કરવાની છૂટ ન હતી. વિધવા સામે મળે તો અપશુકન થયા તેમ માનવામાં આવતું. તેને આખો દિવસ ઘરમાં કામ કરવું પડતું. કેટલીક જ્ઞાતિઓમાં પતિ મૃત્યુ પામે તેની સાથે વિધવાએ સતી થવું પડતું.

19મી સદીના ભારતના સમાજસુધારકોમાં રાજા રામમોહનરાય, મહાદેવ ગોવિંદ રાનડે, આર. જી. ભાંડારકર, સ્વામી દયાનંદ સરસ્વતી, દુર્ગારામ મહેતાજી, કવિ નર્મદ વગેરે વિધવા વિવાહના હિમાયતીઓ હતા. ઈ.સ. 1856માં હિન્દુ વિધવાના પુનર્લગ્નનો કાયદો પસાર કરવામાં આવ્યો ત્યારથી વિધવાઓને લગ્ન કરવાની કાયદેસરની છૂટ મળી હતી; પરંતુ, આપણો સમાજ તે બાબતને અપનાવવા તૈયાર ન હતો. તેથી, સમાજની નિંદા તથા જ્ઞાતિમાંથી બહિષ્કૃત થવાના ડરથી વિધવાઓ સાથે લગ્ન કરવા ભાગ્યે જ કોઈ તૈયાર થતું હતું. કવિ નર્મદે પોતે ઈ.સ. 1869માં એક વિધવા સાથે લગ્ન કરીને સમાજમાં દાખલો બેસાડ્યો હતો. એને કારણે તેમને નાતબહાર મૂકવામાં આવ્યા હતા. સમાજસુધારક કરસનદાસ મૂળજીએ અથાગ પ્રયાસો કરીને ધનકોર નામની કપોળ વણિક બાળવિધવાનું લગ્ન માધવદાસ રુગનાથ સાથે કરાવ્યું હતું. તે માટે સમાજમાં તેમની ઘણી જ ટીકા થઈ હતી. મહારાષ્ટ્ર તથા ગુજરાતમાં 'વિધવાવિવાહ ઉત્તેજક મંડળ'ની સ્થાપના થઈ હતી. ગુજરાતમાં તેના સક્રિય કાર્યકર ભોળાનાથ સારાભાઈ હતા. ઈ.સ. 1866માં વિધવા-વિવાહને ઉત્તેજન આપવા 'પુનર્વિવાહોત્તેજક સભા' નામનું મંડળ સ્થાપવામાં આવ્યું હતું. માધવદાસ રુગનાથદાસ જેવા વિધવાવિવાહના હિમાયતીની પ્રેરણાથી આ 'સભા' દ્વારા કેટલાંક પુનર્લગ્ન થયાં હતાં. મહિપતરામ રૂપરામ નીલકંઠ અને સયાજીરાવ ગાયકવાડ ત્રીજા વિધવા વિવાહની ખુલ્લી તરફદારી કરતા હતા.

સમાજસુધારકોનું પ્રોત્સાહન મળવા છતાં વિધવાપુનર્લગ્નની બાબતમાં નોંધપાત્ર પ્રગતિ થઈ શકી નહિ. તેમ છતાં, વિધવાઓની સામાજિક સ્થિતિ સુધારવા માટે દેશના કેટલાક વિસ્તારોમાં પગલાં ભરવામાં આવ્યાં હતાં. ઈ.સ. 1906થી 1912 દરમિયાન મૈસૂર, કલકત્તા, બેંગ્લોર, ઢાકા, મદ્રાસ, મુંબઈ, પૂણે વગેરે સ્થળોએ હિંદુ વિધવાગૃહો સ્થાપવામાં આવ્યાં હતાં.

**વિજ્ઞાનનો ભારતીય જીવન પર પ્રભાવ** : અંગ્રેજી ભાષા દ્વારા પશ્ચિમના દેશોમાં શોધાયેલાં યંત્રો તથા વૈજ્ઞાનિક સંશોધનોનો આપણા દેશના પ્રજાજીવન પર પ્રભાવ પડ્યો. તેનાથી દેશમાં ઔદ્યોગિક વિકાસ, સામાજિક જાગૃતિ તથા વૈજ્ઞાનિક ક્ષેત્રે નોંધપાત્ર પ્રગતિ સાધવામાં આવ્યાં.

બ્રિટિશ રાજ્યના અમલ દરમિયાન ભારતમાં વૈજ્ઞાનિક સાધનોનો ઉપયોગ વધવા લાગ્યો. માનવીના પરિશ્રમથી ચાલતાં યંત્રોને બદલે વીજળી, વરાળ તથા ખનીજતેલ

(પેટ્રોલ, ડીઝલ ઑઈલ વગેરે)થી ચાલતાં યંત્રોનો ઉપયોગ થવા લાગ્યો. સમય જતાં તે યંત્રોમાં પણ સુધારા થયા અને સ્વયંસંચાલિત યંત્રોનો ઉપયોગ વધવા માંડ્યો. તેમાં મુંબઈ, ભરૂચ અને અમદાવાદમાં શરૂ થયેલો કાપડ ઉદ્યોગ મહત્ત્વનું સ્થાન ધરાવતો હતો. ઇંગ્લૅન્ડમાં લૅંકેશાયરને અનુસરીને ભારતમાં કાપડની મિલો સ્થાપવામાં આવી અને સમય જતાં કાપડ ઉદ્યોગે દુનિયામાં મોખરાનું સ્થાન મેળવ્યું હતું. આપણે જાણીએ છીએ કે અમદાવાદ એક સમયે ભારતના માન્ચેસ્ટર તરીકે પ્રખ્યાત હતું.

લૉર્ડ ડેલહાઉસીના સમયમાં ભારતમાં રેલવે, તાર અને ટપાલની વ્યવસ્થા શરૂ થવાથી વાહનવ્યવહાર તથા સંદેશાવ્યવહારના ક્ષેત્રે ક્રાંતિ થઈ. તેનાથી વેપાર-ઉદ્યોગનો ઉત્કર્ષ થવા સાથે રાષ્ટ્રીય જાગૃતિને પણ વેગ મળ્યો. અગાઉ કરતાં મુસાફરી સરળ અને સગવડભરી બની.

ભારતમાં મુદ્રણયંત્રોનો ઉપયોગ શરૂ થવાથી હસ્તલિખિત ગ્રંથોને બદલે પુસ્તકો છપાવાં લાગ્યાં. તેથી, પુસ્તકો મોટી સંખ્યામાં તથા પ્રમાણમાં ઓછી કિંમતે ઉપલબ્ધ થઈ શક્યાં. સામાન્ય લોકો પણ હવે પોતાનાં પુસ્તકો ખરીદવાને શક્તિમાન બન્યા. તેનાથી માહિતીનો ફેલાવો વ્યાપક તથા ઝડપી બન્યો. ભારતમાં સૌ પ્રથમ મુદ્રણયંત્ર બંગાળના સિરામપુરમાં કેરે માર્શમેન અને વૉર્ડ નામના બેપ્ટીસ્ટ ખ્રિસ્તી પાદરીઓએ શરૂ કર્યું હતું.

પાશ્ચાત્ય સંસ્કૃતિના પ્રભાવના પરિણામે ભારતમાં રેડિયો તથા ચલચિત્ર જેવાં મનોરંજન માટેનાં સાધનોનો ઉપયોગ થવા માંડ્યો. રેડિયો શરૂ કરવા માટેનો ઇરાદો લોકસંપર્ક વધારી સરકારની તરફેણનો પ્રચાર કરવાનો તથા મનોરંજન પૂરું પાડવાનો હતો. રેડિયો દ્વારા રાષ્ટ્રભાષા તથા પ્રાદેશિક ભાષાઓના ફેલાવામાં તથા વિકાસમાં નોંધપાત્ર લાભ થયો. રેડિયો લોકશિક્ષણનું અગત્યનું માધ્યમ પુરવાર થયું. તેનાથી ભારત અન્ય દેશોના સંપર્કમાં આવ્યું. ચલચિત્રો પણ સાંપ્રત સામાજિક સમસ્યાઓને લક્ષમાં રાખીને રજૂ થતાં હોવાથી તે પણ લોકજાગૃતિ અને સમાજસુધારણા માટે ઉપયોગી બન્યાં.

પશ્ચિમની અભૂતપૂર્વ પ્રગતિનું મહત્ત્વનું પરિબળ તેમની વૈજ્ઞાનિક સિદ્ધિઓ છે. તેની ભારતીયોને 19મી સદીથી પ્રતીતિ થઈ ગઈ હતી. તેથી, તેઓ ત્યાંનાં સંશોધનોમાંથી તથા તેમના વૈજ્ઞાનિકોના જીવનમાંથી માર્ગદર્શન મેળવીને જીવનનાં જુદાંજુદાં ક્ષેત્રોમાં વિજ્ઞાનનો ઉપયોગ કરતા શીખ્યા. પ્રાચીન સમયમાં ભારતમાં જ્ઞાન-વિજ્ઞાનનાં રહસ્યો શોધવાની અદ્‌ભુત ક્ષમતા હતી. ગણિત, ખગોળ અને ધાતુશાસ્ત્ર સંબંધી શ્રેષ્ઠ સંશોધનો પ્રાચીન ભારતમાં થયાં હતાં. 8મી અને 9મી સદીમાં અંકગણિત અને બીજગણિતનું જ્ઞાન ભારતીયોએ આરબો તથા પશ્ચિમના દેશોને આપ્યું હતું. આર્યભટ્ટ, વરાહમિહિર, ચરક વગેરેની અનેક મહાન સિદ્ધિઓ ઇતિહાસમાં ગૌરવપ્રદ રીતે નોંધાયેલી છે. મધ્યયુગમાં ભારતવાસીઓ એ સામર્થ્ય ભૂલી ગયા હતા. પાશ્ચાત્ય સંસ્કૃતિના પ્રભાવના પરિણામે આપણું એ સામર્થ્ય પુનઃ પ્રગટ્યું. શિક્ષણનો પ્રચાર તથા સરકારના પ્રોત્સાહન દ્વારા આ ક્ષેત્રમાં નોંધપાત્ર વિકાસ શરૂ થયો.

વૈજ્ઞાનિક સંશોધન કરવા માટે મહેન્દ્રલાલ સરકારે ઈ.સ. 1867માં 'ઇન્ડિયન કાઉન્સિલ ફૉર સાયન્ટિફિક રિસર્ચ'ની સ્થાપના કરી. જગદીશચંદ્ર બોઝે વિજ્ઞાન વિશે

લખેલા સંશોધન લેખો 'ધ જર્નલ ઑફ રોયલ એશિયાટિક સોસાયટી ઑફ બેંગાલ' તથા ઇંગ્લૅન્ડની 'રોયલ સોસાયટી'ના જર્નલમાં પ્રસિદ્ધ થયા. ઈ.સ. 1897માં તેમણે 'વનસ્પતિમાં પણ જીવ છે.' એ સિદ્ધાંત જાહેર કર્યો. તેમણે 1906માં વનસ્પતિની સંવેદન ક્રિયા વિશે પુસ્તક પ્રગટ કર્યું. તેમના વનસ્પતિશાસ્ત્રના સંશોધને એક નવા યુગનું નિર્માણ કર્યું. ઈ.સ. 1902માં કલકત્તા યુનિવર્સિટીમાં બેચલર ઑફ સાયન્સ અને ઈ.સ. 1908માં માસ્ટર ઑફ સાયન્સના અભ્યાસની વ્યવસ્થા શરૂ કરવામાં આવી. આ દરમિયાન ભારતના મહાન રસાયણશાસ્ત્રી અને સંશોધક ડૉ. પ્રફુલ્લચંદ્ર રોયે 'ભારતીય રસાયણ શાસ્ત્રનો ઇતિહાસ' નામનો પ્રસિદ્ધ ગ્રંથ લખ્યો. તેમણે 'મરક્યુરસ નાઇટ્રેટ'ની શોધ કરી. તેમણે બેંગાલ કેમિકલ ઍન્ડ ફાર્માસ્યુટિકલ વર્કર્સની સ્થાપના કરી.

ભૌતિકશાસ્ત્ર અને રસાયણશાસ્ત્રના ક્ષેત્રે સંશોધન કરવા માટે બેંગ્લોરમાં 1911માં 'ઇન્ડિયન ઇન્સ્ટિટ્યૂટ ઑફ સાયન્સ'ની સ્થાપના થઈ. ઈ.સ. 1914માં ઇન્ડિયન સાયન્સ કૉંગ્રેસ એસોસિએશન સ્થાપવામાં આવ્યું. આ બધી સંસ્થાઓમાં મળતી સગવડોનો ઉપયોગ થવાથી ભારતમાં કેટલાક વિખ્યાત વૈજ્ઞાનિકો તૈયાર થયા. શ્રીનિવાસ રામાનુજમે ગણિતશાસ્ત્રમાં, જગદીશચંદ્ર બોઝે વનસ્પતિશાસ્ત્રમાં, સી.વી. રામને ભૌતિકશાસ્ત્રમાં તથા હોમી ભાભા, ચંદ્રશેખર અને વિક્રમ સારાભાઈએ અણુવિજ્ઞાનના ક્ષેત્રે જગપ્રસિદ્ધ સંશોધનો કર્યાં. ડૉ. હરગોવિંદ ખુરાનાએ જીવવિજ્ઞાનના ક્ષેત્રમાં નોંધપાત્ર પ્રદાન કર્યું.

**ધાર્મિક સંકુચિતતામાં ઘટાડો :** ભારતમાં યુરોપીય પ્રજાનું આગમન થયું ત્યારે લોકોના જીવનમાં ધર્મનું ઘણું મહત્ત્વ હતું; પરંતુ ધર્મ તેના સાચા સ્વરૂપને સ્થાને સાંપ્રદાયિક બીબામાં તથા વહેમ, અંધશ્રદ્ધા, બાહ્યાડંબર, નિરર્થક કર્મકાંડ વગેરેમાં અટવાયેલો પડ્યો હતો. સમાજમાં નાત-જાતના તથા ઊંચનીચના ભેદભાવ હતા. સતીપ્રથા, પરદાની પ્રથા અને બાળલગ્નો પ્રચલિત હતાં. વિદેશગમન તથા વિધવા-વિવાહનો પ્રતિબંધ હતો. આ સ્થિતિને ધર્મના તથા શાસ્ત્રોનાં આવરણ હેઠળ યોગ્ય માનવામાં આવતી હતી. ખ્રિસ્તી પાદરીઓએ તેમના ધર્મના પ્રચાર માટે હિન્દુ ધર્મ પર પ્રહારો કર્યા. જ્ઞાતિ, અસ્પૃશ્યતા, સ્ત્રીઓનું નીચું સ્થાન, બાળલગ્ન, અનેક પત્નીના અને એવા બીજા કુરિવાજોની તેમણે ટીકા કરી. તેમણે હિન્દુ ધર્મની કૂપમંડૂકતા તથા પછાતપણાને જાહેર કર્યા. પશ્ચિમના દેશોના ખ્રિસ્તી પાદરીઓના પ્રહારોના પરિણામે વિચારસરણી અને સંસ્થાવિષયક એમ બંને સ્તરે હિન્દુ ધર્મનું પુનઃ અર્થઘટન કરવામાં આવ્યું.

આ સમય દરમિયાન શિક્ષિત તથા બુદ્ધિશાળી ભારતીયોને પાશ્ચાત્ય કેળવણી દ્વારા પશ્ચિમના વિજ્ઞાનો, સાહિત્યદર્શન તથા ધર્મનો પરિચય થયો. તેમાંથી તેઓની વૈજ્ઞાનિક દૃષ્ટિ કેળવાઈ તથા તર્કપૂર્ણ અને આલોચનાત્મક દૃષ્ટિકોણ વિકસ્યો. તેમણે હિન્દુ ધર્મનું સાચું સ્વરૂપ શોધવાનો પ્રયાસ કર્યો. હિન્દુ ધર્મના દોષો દૂર કરી તેની ઉચ્ચતાનો પરિચય કરાવવા માટે રાજા રામમોહનરાય, દેવેન્દ્રનાથ ટાગોર, આર.જી. ભાંડારકર, મહાદેવ ગોવિંદ રાનડે, સ્વામી દયાનંદ સરસ્વતી, રામકૃષ્ણ પરમહંસ, સ્વામી વિવેકાનંદ જેવા મહાન સુધારકોએ વહેમો, અંધશ્રદ્ધા, કૂપમંડૂકતા ઊંચનીચના ભેદભાવ તથા કુરિવાજો દૂર કરી ધર્મને વિશાળ દૃષ્ટિકોણથી જોવાની માગણી કરી.

બ્રહ્મોસમાજ, પ્રાર્થનાસમાજ, આર્યસમાજ, રામકૃષ્ણ મિશન, માનવધર્મ સભા જેવી સંસ્થાઓની પ્રવૃત્તિઓએ ધાર્મિક સંકુચિતતા ઘટાડવામાં મહત્ત્વનો ભાગ ભજવ્યો. રાજા રામમોહનરાય સમકાલીન હિન્દુ ધર્મના કડક આલોચક હતા અને તેમણે સતી થવાનો રિવાજ દૂર કરવા માટે તથા અંગ્રેજીમાં આધુનિક જ્ઞાનનું વિતરણ કરવા માટે શાળાઓ સ્થાપવા દબાણ કરવામાં અગ્રભાગ ભજવ્યો હતો. રામમોહનરાય આજીવન હિન્દુ સમાજનાં રૂઢિચુસ્ત તત્ત્વો સામે ઝૂઝતા જ રહ્યા હતા. તે હિન્દુ ધર્મને સંખ્યાબંધ અનિષ્ટોમાંથી મુક્ત કરવાના તેમના પ્રયાસમાં છેક વેદ સુધી પહોંચ્યા. દયાનંદ સરસ્વતીએ હિન્દુ ધર્મમાં ઉત્તર વેદકાલીન ઉમેરાઓની ઝાટકણી કાઢી. કેટલીક નીચી જ્ઞાતિઓનું ઇસ્લામ તથા ખ્રિસ્તી ધર્મમાં પરિવર્તન એ ભદ્ર હિન્દુઓમાં જ્ઞાતિ અને અસ્પૃશ્યતા તરફનો દૃષ્ટિકોણ બદલવામાં મહત્ત્વનું પરિબળ હતું.

પરંપરાગત રીતે ભારતીયો તેમનું ભોજન ભોંય પર બેસીને જમતા હતા. ભોજન પાંદડાં ઉપર અથવા તો ધાતુની - પિત્તળ, કાંસુ કે ચાંદીની થાળીમાં પીરસવામાં આવતું. ઉચ્ચ વર્ણોમાં, ખાસ કરીને બ્રાહ્મણોમાં ભોજન એ ધાર્મિક ક્રિયા હતી. જ્યારે સ્ત્રીઓ ધાર્મિક રીતે પવિત્ર હોય ત્યારે જ રસોઈ કરતી. કારણ કે કુટુંબના સભ્યોને પીરસતા પહેલાં તે ભોજન કુળના ઇષ્ટ દેવોને ધરાવવામાં આવતું. વડીલો જમતી વખતે ધાર્મિક પવિત્રતા જાળવતા એટલે કે તેઓ રેશમી અબોટિયું પહેરતા અને ઉપરણું ઓઢતા, અથવા તો તાજું ધોયેલું સુતરાઉ ધોતિયું અને ઉપરણું ધારણ કરતા. ભોજનને અંતે જમવાના સ્થાનને ગાયના છાણ તથા માટીથી અબોટ કરવામાં આવતું હતું.

હવે શિક્ષિતો અને સારી સ્થિતિનાં બધાં કુટુંબો ટેબલ ઉપર જમવાનું વધારે પસંદ કરે છે. આ ભોજનરીતિ દ્વારા બિનસાંપ્રદાયિકતાની અમુક કક્ષા અને પરંપરાથી અલગ તરી આવતી જીવનરીતિનો સ્વીકાર એવો અર્થ થાય છે, કારણ કે તેમાં પ્રતિષ્ઠા છે, સગવડ છે. ભોજન કરવાની આ નવી પદ્ધતિનો ધાર્મિક સંકુચિતતા ઘટાડવામાં ચોક્કસ ફાળો રહેલો છે. ભોજન પહેલાં અને પછી, જે ધાર્મિક વિધિ, પરંપરાગત રીતે હતાં તેનો ત્યાગ કરવાનું તેમાં નિશ્ચિત વલણ રહેલું છે. ભોજનમાં ટામેટાં, બીટ, ગાજર અને ડુંગળી અને લસણ જેવાં અત્યાર સુધી નિષિદ્ધ શાકભાજીનો વપરાશ થવા માંડ્યો અને શહેરની મધ્યમ વર્ગની શાકાહારી જ્ઞાતિઓના ખોરાકના એક ભાગરૂપે ઈંડાં પણ ભોજનમાં દાખલ થયાં. સંક્ષિપ્તમાં, શિક્ષણ, ઊંચી આવક તથા શહેરીકરણના ફલસ્વરૂપે જીવનરીતિમાં તથા ધાર્મિક સંકુચિતતામાં ઘટાડો થયો.

**વિશ્વમાનવી-વિશ્વઐક્ય :** આધુનિક સમયમાં જુદાજુદા દેશોમાં થયેલી વૈજ્ઞાનિક શોધખોળોનાં ફળસ્વરૂપે વાહનવ્યવહાર તથા સંદેશાવ્યવહારનાં ઝડપી સાધનોનો વિકાસ થયો છે. તેને કારણે વિશ્વના દેશો એકબીજાથી ઘણા નજીક આવી ગયા છે. એમ કહી શકાય કે વિશ્વ નાનું બની ગયું છે. જગતના જુદાજુદા દેશો વચ્ચેનાં અંતર ઘટી ગયાં છે. અગાઉ લોકોને એક શહેરથી બીજા શહેરમાં જવા માટે લાંબો સમય જતો. એક દેશથી દૂરના બીજા દેશમાં પહોંચવા માટે મહિનાઓ વીતી જતા હતા. તે દૂરનાં સ્થળોએ હવે

આપણે વિમાન દ્વારા કલાકોમાં પહોંચી જઈએ છીએ. વિશ્વના કોઈ પણ સ્થળે બનતા અગત્યના બનાવોના સમાચાર રેડિયો, ટેલિવિઝન, ટેલિફોન તથા ટપાલ દ્વારા ખૂબ ઝડપથી સમગ્ર દેશમાં તથા અન્ય દેશોમાં પ્રસરી જાય છે. કેટલાક બનાવોની અસર તો વિશ્વના લગભગ બધા દેશો ઉપર પડે છે. આ રીતે વિશ્વના વિવિધ દેશોના લોકો પરસ્પર ઘણા નજીક આવ્યા છે. તેમના સંપર્કો ખૂબ વધ્યા છે. યુનાઇટેડ નેશન્સના કાર્યાલયમાં તો અનેક દેશોના લોકો એકસાથે કામ કરવાથી તેઓમાં વિશ્વબંધુત્વની ભાવના ઘણી સારી વિકસે છે. એકબીજાંનાં રીતભાત, રિવાજો, પહેરવેશ, ખોરાકની ટેવો વગેરેનો પરસ્પર પ્રભાવ પડવાથી વિશ્વઐક્ય કેળવાય છે તથા દેશ-વિદેશનાં બંધનો તૂટીને લોકોમાં વિશ્વમાનવીની ભાવના પેદા થાય છે. આ ભાવના પેદા થવાને કારણે જ આફ્રિકા ખંડના સોમાલિયા દેશમાં દુષ્કાળને કારણે લાખો નિરાધાર તથા ગરીબ લોકોનાં જીવન બચાવી લેવા માટે વિદેશોમાંથી અનાજની પુષ્કળ સહાય મોકલવામાં આવી છે. એવી રીતે સંયુક્ત રાષ્ટ્રની વિશ્વ આરોગ્ય સંસ્થા જુદાજુદા દેશોમાં થતા રોગચાળાને અંકુશમાં લેવા તથા માંદગી અટકાવવાની દવાઓ વહેંચે છે અને ઉપયોગી માહિતીનો પ્રચાર કરે છે. એવી જ રીતે યુનિસેફ (UNICEF) દ્વારા બાળકોનું આરોગ્ય સુધારવાનાં અને તેમનો વિકાસ કરવાનાં પગલાં યોજવામાં આવે છે. આ રીતની વિશ્વઐક્યની ભાવનાથી માનવજાતની સામાન્ય સુખાકારીમાં તથા સરાસરી આયુષ્યમાં નોંધપાત્ર વધારો થયો છે. આધુનિક સમયમાં વિશ્વના બનાવોની અસર સમગ્ર માનવજાત ઉપર પડતી હોવાથી તે વિશ્વમાનવી બન્યો છે.

સને 1994નું વર્ષ યુનેસ્કોએ 'વિશ્વ પરિવાર વર્ષ' તરીકે ઊજવવાનું જાહેર કર્યું હતું. વિશ્વના વિવિધ વર્ગોની સમસ્યા માટે વિશ્વકેન્દ્રિત બની તેના ઉકેલ માટે પ્રયાસો કરે તે ઉદ્દેશથી યુનેસ્કો પ્રતિવર્ષ વિશિષ્ટ વર્ષની ઉજવણીનું આયોજન કરે છે. આ અગાઉ વિશ્વબાળ વર્ષ, વિશ્વ મહિલા વર્ષ, સાક્ષરતા વર્ષ વગેરે વર્ષો ઊજવવામાં આવ્યાં છે. તેનાથી વિશ્વઐક્યની ભાવના ઘનિષ્ઠ બને છે.

## સ્વાધ્યાય

**1.** નીચેના પ્રશ્નોના જવાબ આપો :

(1) પૂર્વ અને પશ્ચિમની સંસ્કૃતિમાં કયાકયા ભેદો જોવા મળે છે ?

(2) આધુનિક યુગમાં પૂર્વના દેશોનો વિકાસ પશ્ચિમના દેશોની તુલનામાં શાથી ધીમો છે ?

(3) પશ્ચિમની સંસ્કૃતિની શી-શી અસરો આપણા સમાજ ઉપર થઈ છે ?

(4) ભારતીય જીવન ઉપર વિજ્ઞાનનો શો પ્રભાવ પડ્યો ?

(5) 'વિશ્વમાનવી - વિશ્વઐક્ય' ભાવના સમજાવો.

**2.** ટૂંક નોંધ લખો :

(1) સ્ત્રીઓનો દરજ્જો (2) જ્ઞાતિપ્રથાની પકડમાં ઘટાડો

(3) ધાર્મિક સંકુચિતતામાં ઘટાડો

•

# 7 ભારતીય સંસ્કૃતિ સામેના પડકારો

મનુષ્ય એ સમસ્યાઓ ઊભી કરનારું અને તેનું સમાધાન શોધનારું પ્રાણી છે. સમસ્યાઓના સમાધાન માટે તેણે પોતે ખેડેલી સંસ્કૃતિમાંથી જ સમાધાન મેળવે છે. તેનું જીવન અનેક પડકારોથી ભરેલું છે. આ પડકારો ઝીલવામાં અને તેનો સામનો કરવામાં જ તેનો વિકાસ રહેલો છે. ઈતિહાસ સાક્ષી પૂરે છે કે જમાનેજમાને ભારતીય સંસ્કૃતિ સમક્ષ વિવિધ પડકારો ઊભા થયેલા છે. જોકે, આ સંસ્કૃતિનું એ સદ્ભાગ્ય રહ્યું છે કે તેના વિચારકોએ આ પડકારોનો સામનો કરી પ્રજાને તેમાંથી સમાધાન શોધવાનું માર્ગદર્શન આપ્યું છે.

આધુનિક યુગમાં ભારતીય સંસ્કૃતિ સમક્ષ જે પડકારો ઝીલવાના આવ્યા છે તે પૈકી કેટલાક અગત્યના પડકારો નીચે પ્રમાણે છે :

**(1) યંત્રવિદ્યા અને ઉદ્યોગોને કારણે ભૌતિકવાદનો પ્રભાવ :** સંસ્કૃતિને સમૃદ્ધ કરવામાં મનુષ્યની આર્થિક પ્રવૃત્તિ અગત્યનો ભાગ ભજવે છે. આ આર્થિક પ્રવૃત્તિનો પાયો ખેતી છે. ખેતીને કારણે જ દુનિયાભરના દેશોમાં વેપાર-ઉદ્યોગોનો વિકાસ થયો છે; પરંતુ 18મી સદીના અંત ભાગમાં શરૂ થયેલી ઔદ્યોગિક ક્રાંતિએ એ વિકાસને ખૂબ વેગ આપ્યો. આ ઔદ્યોગિક વિકાસની દિશામાં માનવીનું જીવન અગાઉ હતું તે કરતાં વધુ સાધન-સગવડવાળું બન્યું છે. આ વધેલી સુખ-સગવડો ઓછા પ્રમાણમાં સમાજના સભ્યો વચ્ચે વહેંચાઈ.

યંત્રવિદ્યા અને ઉદ્યોગોને કારણે માનવીનું જીવન અનેક સુખ-સગવડો વચ્ચે આજે એવા તો ભૌતિક વમળમાં અટવાયું છે કે માનવીના થઈ રહેલા અમાનવીયકરણ (ડી-હ્યુમનાઇઝેશન)નો એને ખ્યાલ જ નથી રહ્યો. ઔદ્યોગિક વિકાસે આપણને સંપત્તિના સંચયના લોભી બનાવી દીધા છે. આપણે એમ જ માનવા લાગ્યા છીએ ધન, વૈભવ, સુખ-સગવડ હશે તો જ સોયના નાકા જેવા સ્વર્ગ દ્વારમાંથી આપણે પસાર થઈ જઈશું. સંપત્તિ એ જ સર્વસ્વ છે. ગમે તે ઉપાયે અને ગમે તે ભોગે સફળતા મેળવવી એ જ આપણું ધ્યેય બની ગયું છે. અગાઉ સાધુઓ, વિદ્વાનો, કવિઓ, ચિંતકો સમાજમાં અગ્રસ્થાને હતા. આજે સમય બદલાયો છે. સત્તાધીશો અને સંપત્તિવાનો પ્રથમ હરોળમાં બેસે છે. સંપત્તિનો વધારો કરવો એ જ આજે માનવીની મુખ્ય પ્રવૃત્તિ બની ગઈ છે. આ સંપત્તિનું એને એવું તો ઘેલું લાગ્યું છે કે તેની પાછળની આંધળી દોટમાં મનુષ્ય પોતાના જીવનનું મધ્યબિંદુ ગુમાવી બેઠો છે.

યંત્રવાદ તરફની આંધળી દોટ અને અકરાંતિયા ભોગવાદને પરિણામે મનુષ્યએ જીવનની શાંતિ ગુમાવી છે. શાંતિ અને ચિંતન અદશ્ય થયાં છે. નવીનવી જરૂરિયાતો ઊભી કરવી, ચીજવસ્તુઓનો ઉપયોગ કરવો એ જ જીવનની પ્રવૃત્તિ બની છે. સાદું જીવન અને ઉચ્ચ વિચારને બદલે વધુમાં વધુ ભોગવિલાસ એ જીવનનું આખરી ધ્યેય બન્યું છે. પરિણામે, મનુષ્ય માનસિક અને શારીરિક રોગોનો ભોગ બન્યો છે. ગુજરાતીમાં કહેવત છે કે 'જેટલા ભોગ તેટલા રોગ.'

ભૌતિકવાદનું સૌથી ગંભીર પરિણામ એ આવ્યું છે કે આપણું સામાજિક જીવન નાશ પામ્યું છે. સમાજનું મહત્ત્વનું એકમ તે કુટુંબ. કુટુંબનું એકેએક માણસ આર્થિક સમૃદ્ધિની

મહત્ત્વાકાંક્ષા સેવતું હોય છે. તેથી પરસ્પર એકબીજાની સંભાળ રાખવાનો સમય નથી મળતો. કુટુંબમાં સૌ સાથે બેસીને કોઈ પ્રશ્ન ચર્ચે કે બાળકોની વાતો સાંભળે એવાં દૃશ્યો અદૃશ્ય થતાં જાય છે. આથી, કૌટુંબિક સંબંધોમાં ભારે ઓટ આવી છે. આપણે જીવનની મધુરપ ગુમાવી છે. પરસ્પરના સામાજિક સંબંધોમાં વ્યવસાય મુખ્ય બન્યો છે. સરખી આવક અને સમાન સામાજિક કે વ્યાવસાયિક મોભો ધરાવતી વ્યક્તિઓ વચ્ચે જ સંબંધો વિકસે છે. પતિ-પત્નીના સંબંધોથી માંડીને મિત્રો કે સગાંવહાલાં વચ્ચેના સંબંધોમાં ઘણું મોટું પરિવર્તન આવ્યું છે. શહેરોના વિકાસને લીધે રોજી-રોટી મેળવવા શહેર તરફ વધુ ને વધુ લોકો આવવા લાગ્યા. ગામડાંના બુદ્ધિજીવીઓ શહેરમાં સ્થિર થયાં. ગામડાંઓ તૂટ્યાં અને શહેરો વિકસ્યાં. સંયુક્ત કુટુંબને સ્થાને વિભક્ત કુટુંબપ્રથાએ જોર પકડ્યું. સંપની ભાવના ઘટવા લાગી. વ્યક્તિગત સ્વાર્થની ભાવનાએ જોર પકડ્યું. હૃદયની વિશાળતાને સ્થાને મનની સંકુચિતતા વધી છે. વ્યક્તિવ્યક્તિ વચ્ચે અંતર વધ્યું છે. મનનો ઉચાટ એટલો બધો વ્યાપક છે કે ક્યાંય શાંતિનું નામોનિશાન નથી રહ્યું. વિજ્ઞાને ભૌતિક જીવનને સુખ-સગવડભર્યું બનાવ્યું હોવા છતાં માનવીના મનને શાતા નથી, કારણ આપણી એષણાઓ દિન-પ્રતિદિન વધતી જ જાય છે.

વિશ્વની એક પ્રખ્યાત સિનેતારિકાએ હતાશ થઈને પોકાર્યું : 'મારી પાસે સમૃદ્ધિ, સૌંદર્ય, ભભૂકી નાંખે તેવી મોહકતા અને લોકપ્રિયતા છે, મારે તો દુનિયાની સૌથી અધિક સુખી સ્ત્રી હોવું જોઈએ, પરંતુ હું સૌથી વધુ વ્યથિત છું.' ભારતના એક ટોચના સામાજિક નેતાએ કહ્યું 'મારી પાસે જીવવા માટેનાં-સુખનાં બધાં સાધન છે. છતાં, મને જીવતાં રહેવાની કોઈ ઇચ્છા જ નથી.' આનું કારણ શું છે ? આપણે જેટલાં વધુ સાંસારિક સુખ ભોગવીએ છીએ એટલો જ વધુ અસંતોષ આપણને જિંદગીથી થાય છે. મૂળમાં, આપણે અશાંત સાગર જેવા છીએ. એમાં આનંદ અને શાંતિ નામ માત્રનાં હોય છે.

**( 2 ) ધર્મ અને વિજ્ઞાનના સમન્વયની સમસ્યા :** આજના જગતની બીજી મહત્ત્વની સમસ્યા તે ધર્મ અને વિજ્ઞાનને લગતી છે. 18મી સદીમાં વૈજ્ઞાનિક વિચારસરણીઓનો વિકાસ થયો. જેને પરિણામે મનુષ્ય જીવન વિશેનાં ધર્મશાસ્ત્રોમાં બતાવેલા ખ્યાલો ખોટા પડ્યા. આ કારણે ધર્મગુરુઓ અને વિજ્ઞાનીઓ વચ્ચે યુરોપમાં ઝઘડો શરૂ થયો. આ ઝઘડાની યુવાન માનસ ઉપર માઠી અસર એવી પડી કે ધર્મ અને વિજ્ઞાનનો ક્યારેય સમન્વય થવાનો નથી તેવું તે માનવા લાગ્યા. તેમનો આ ખ્યાલ સાવ ભૂલભરેલો છે કારણ કે માનવસંસ્કૃતિના વિકાસની દૃષ્ટિએ વિચાર કરીએ તો ધર્મ અને વિજ્ઞાન મનુષ્યના મનની જ પેદાશ છે. માણસ ધારે તો એ બંને વચ્ચેના ઝઘડાઓ ચાલુ રાખી શકે અને ધારે તો તેમની વચ્ચે સમન્વય પણ સિદ્ધ કરી શકે. આપણને પ્રશ્ન થાય કે આ સમન્વય કેવી રીતે સિદ્ધ કરવો ? ઉત્તર આપી શકાય કે ધર્મમાં વૈજ્ઞાનિક દૃષ્ટિ લાવવી અને વિજ્ઞાનમાં ધર્મદૃષ્ટિ લાવવી.

વિખ્યાત સર્વોદય વિચારક અને ભૂદાન યજ્ઞના પ્રણેતા વિનોબા ભાવેએ આ વાત ગણિતની પરિભાષામાં સરસ રીતે સમજાવી છે.

ધર્મ + વિજ્ઞાન = સર્વોદય

ધર્મ - વિજ્ઞાન = સર્વનાશ

21મી સદીમાં જતાં પહેલાં આજના માનવીએ નિર્ણય કરવો પડશે કે તેણે સર્વોદય તરફ જવું છે કે સર્વનાશ તરફ કૂચ કરવી છે.

મનુષ્યના સુખ માટે વૈજ્ઞાનિક સંશોધનોનો ઉપયોગ કરવો જોઈએ, એટલે કે અસાધ્ય રોગોને દૂર કરવા કે નાથવા માટે વિજ્ઞાનનો વિચાર કરવો જોઈએ. એ પ્રમાણે ધર્મના આચરણમાં પણ મનુષ્યે વૈજ્ઞાનિક દૃષ્ટિ કેળવવી પડશે. કેવળ અંધશ્રદ્ધાથી પ્રેરાઈને ધર્મનું પાલન થઈ શકશે નહિ.

વિજ્ઞાનના અકરાંતિયા ઉપયોગ સામે ધર્મરૂપી વિવેક કેળવવો અનિવાર્ય છે. વિજ્ઞાનનો અકરાંતિયો ઉપયોગ હિંસા અને યુદ્ધને મજબૂત કરશે, મનુષ્યને હેવાન બનાવશે. આ ગૂંગળામણમાંથી બહાર આવવા અને માનવ સંસ્કૃતિનું ભાવિ ઊજળું બનાવવા વિજ્ઞાને ધર્મરૂપી વિધાયક માર્ગ તરફ વધુ ઝોક આપવો જ પડશે. વિજ્ઞાનની પ્રગતિમાં માનવીને કેન્દ્રમાં રાખવો પડશે. વિજ્ઞાન અને ધર્મના સમન્વય દ્વારા એવી પરિસ્થિતિનું નિર્માણ કરવું પડશે કે માનવીને હિંસાને શરણે જવું ન પડે. ભૌતિક સુખોપભોગમાં રાચનારા અને બળ કે સત્તા દ્વારા વિરોધને દબાવી દેવામાં માનનારાઓએ આધ્યાત્મિક માર્ગે વળવું પડશે.

ડૉ. સર્વપલ્લી રાધાકૃષ્ણન્ કહે છે, 'કોઈ પણ સંસ્કૃતિનો વિજય તેના શારીરિક બળને લીધે નહિ, પરંતુ આધ્યાત્મિક બળને લીધે થાય છે. જ્યાં સુધી આપણે તલવાર ઉપર શ્રદ્ધા રાખીશું અને આત્મબળથી શાસન કરવામાં નિષ્ફળ નીવડીશું ત્યાં સુધી આપણું ભાવિ અંધકારમય જ રહેવાનું. વિનાશના માર્ગે ધસી જતી દુનિયાને કેવળ આધ્યાત્મિક માર્ગે જ બચાવી શકાશે.'

**( 3 ) પ્રદૂષણ અને પર્યાવરણના પડકારો :** અંગ્રેજી ભાષામાં 'ઈકોલોજી'ના સંદર્ભમાં આપણે ગુજરાતી ભાષામાં 'પર્યાવરણ' શબ્દ યોજ્યો છે. હજી થોડાં વર્ષો પૂર્વે આ પર્યાવરણ શું છે એ આપણે જાણતાં ન હતા; પરંતુ વર્તમાનપત્રો, આકાશવાણી, દૂરદર્શન, ચલચિત્રો વગેરે સમૂહ માધ્યમોમાં આ પર્યાવરણ શબ્દ આજે વારંવાર વપરાતો જોવાય, સંભળાય છે. આપણાં રહેઠાણ, રહેવાસની આજુબાજુ, ઉપરનીચે, ચોદિશાએ જે-જે છે તે પર્યાવરણમાં સમાવિષ્ટ છે.

પર્યાવરણીય સમસ્યાનાં અનેક પાસાં છે. આ સમસ્યાઓ આપણા જીવનને સીધી યા આડકતરી રીતે સ્પર્શે છે. પર્યાવરણીય પડકારો માત્ર આધુનિક સભ્યતા માટે જ નહિ આપણા સૌને અસ્તિત્વને જોખમમાં મૂકે છે.

આજના આપણા પર્યાવરણીય મુખ્ય ત્રણ પડકારો છે : ( 1 ) વસ્તીવધારો ( 2 ) જંગલો-ઉપવનો, વન્ય પશુ-પક્ષીઓ તેમજ જળચર-જીવોનો થઈ રહેલો વિનાશ, ( 3 ) વાયુ, જમીન અને જળનું પ્રદૂષણ.

વિકાસના નામે ખોટી દિશામાં જે આંધળી દોટ મુકાઈ તેનાં વિનાશક પરિણામો હવે સપાટી પર આવવા લાગ્યાં છે. ઈ.સ. 1830માં પહેલી વખત વિશ્વની વસ્તી એક અબજે પહોંચી હતી. એ પછી 50 વર્ષમાં 90 કરોડ એટલે કે લગભગ એક અબજની સંખ્યાનો વધારો થયો. આ વધારો રાક્ષસી ગણાવી શકાય. 1950થી 1986ના ગાળામાં વસ્તી પાંચ અબજે પહોંચી ગઈ અને હજુ વસ્તીવધારો તો ચાલુ જ છે. એક અંદાજ મુજબ વિશ્વની કુલ વસ્તી

1995માં 5 અબજ અને 2000ની સાલમાં 6 અબજનો આંક વટાવી જશે. 1991માં ભારતની વસ્તી 84 કરોડ હતી. હવે વસ્તીની વૃદ્ધિનો દર હતો તેટલો જળવાઈ રહે તો પણ એક અંદાજ મુજબ 2025માં ભારતની વસ્તી 1 અબજ 70 કરોડનો આંક વટાવી જશે.

વસ્તીનિયંત્રણ એ આપણા દેશ માટે અતિ વિકટ કોયડો છે. આ વસ્તીવધારાને કારણે કુદરતી સાધનો પર ઘણો મોટો બોજો પડે છે. મનુષ્યની પ્રાથમિક જરૂરિયાતો સંતોષવા શુદ્ધ હવા, ચોખ્ખું પાણી અને ઉપજાઉ જમીન અનિવાર્ય છે. બેફામ વસ્તીવધારાને કારણે કુદરતી સંપત્તિનો બેફામ ઉપયોગ થઈ રહ્યો છે. વસ્તીને વસાવવા ઉપજાઉ જમીન પર શહેરો વિકસી રહ્યાં છે અને ઉદ્યોગો અને ખેતીના વિકાસ માટે જંગલોનો વિનાશ થઈ રહ્યો છે. કુલ વસ્તીની જીવનજરૂરિયાતો અને સુખ-સગવડોને પહોંચી વળવા ઉત્પાદન વધતું ગયું છે. ઉત્પાદન તો કુદરતનાં સાધનો ખર્ચીને જ થઈ શકે. ભાવિ પેઢીનો લગીરે ખ્યાલ રાખ્યા વિના ખાણો ખોદાય તેટલી ખોદી લેવાય છે. તેલના કૂવા ઉલેચાય તેટલા ઉલેચી લેવાય છે. વરસાદ લાવનારાં યંત્રો સમાં વૃક્ષો કાપી શકાય તેટલાં કાપી લેવાયાં છે. ભાવિ પેઢી માટે કશું ન બચે તો કાંઈ નહિ. વિકાસની આંધળી દોટમાં ભાન ભૂલીને આપણે પર્યાવરણના અનેક પ્રશ્નો સર્જી રહ્યા છીએ. ભાવિ પેઢીને વારસામાં આપણે કેવું પર્યાવરણ આપીશું એની કલ્પના માત્ર ધ્રુજાવી મૂકે તેવી છે.

જંગલો કે ઉપવનો એ કેવળ વૃક્ષોનું ઝુંડ નથી. એ વન્યસૃષ્ટિ છે. પૃથ્વીની મોટા ભાગની જીવજાતિઓ વનમાં રહે છે. આ વનરાજી એ જીવજંતુ, પશુઓ, પક્ષીઓ વગેરેનું બહુ મોટું આશ્રયસ્થાન છે. વનમાં ફળફૂલો અને વૃક્ષોમાંથી રોગના ઉપચાર માટેની દવાઓ ઉપલબ્ધ થાય છે. આથી, વનવિનાશ એ કેવળ વૃક્ષોનો નાશ નથી, પરંતુ વનરાજી, પશુપંખી અને અનેક દવાઓનો નાશ છે. વૃક્ષો એ 'વરસાદ માટેનાં યંત્રો' તરીકે ઓળખાય છે. આજે આ યંત્રો પૂરઝડપે નષ્ટ થઈ રહ્યાં છે. વૃક્ષોનાં પાન હવામાં ભેજ છોડે છે. આ ભેજ હવામાનને ઠંડું રાખે છે અને વૃક્ષો સૂર્યના તાપને જમીન ઉપર સીધો પડવા નથી દેતાં, એથી જમીન ઉપરનો ભેજ પણ ઓછો સુકાય છે. આ રીતે, વાતાવરણની ઠંડકમાં ઉમેરો થાય છે. વૃક્ષો વરસાદનાં પાણીના વહેણને અવરોધી, પાણીને જમીનમાં ઊતરવાનો માર્ગ કરી આપે છે. વૃક્ષો વરસાદને ઝીલે છે. એથી, સીધો વરસાદ જમીન પર ન પડે અને જમીનનું ધોવાણ થતું અટકે છે. આ ઉપરાંત આપણાં શ્વાસોચ્છ્વાસ માટે જરૂરી પ્રાણવાયુ વૃક્ષો દ્વારા મળી રહે છે. આથી, કહી શકાય કે વૃક્ષોનો વિનાશ એ માનવજીવનનાં તમામ ક્ષેત્રોમાં અસર કરનારું વિઘાતક પરિબળ છે. આપણા દેશમાં મોટા ભાગનાં વનો વિનાશને આરે આવીને ઊભાં છે. આપણા પર્યાવરણની જાળવણીની આ સૌથી મોટી સમસ્યા છે.

ઔદ્યોગિક વિકાસ દેશ માટે જેટલો જરૂરી છે તેટલો જ પર્યાવરણની જાળવણી માટે ખતરારૂપ પણ છે. મોટામોટા ઉદ્યોગોમાં, કારખાનાંઓમાં તથા ભઠ્ઠાઓમાં વપરાતાં બળતણથી કાર્બન ડાયૉક્સાઇડ, કોલસા, ખનિજતેલ, રબર, પ્લાસ્ટિક વગેરે પદાર્થોના દહનથી સલ્ફર ડાયૉક્સાઇડ, કાર્બન મોનોકસાઇડ તેમજ નાઇટ્રોજન ઑક્સાઇડ વગેરે વાયુઓ વાતાવરણ સાથે ભળે છે. તે આપણા શ્વસનતંત્રમાં દાહ ઉત્પન્ન કરે છે. ચામડી તથા આંખને નુકસાન કરે છે. તાજમહેલ જેવી દુનિયાની અજાયબીઓ પૈકીની એક સુંદર

ઈમારત આ વાયુઓથી ઝાંખી પડે છે. ટૂંકમાં, પ્રદૂષિત હવા સમગ્ર જીવસૃષ્ટિના સ્વાસ્થ્યને હાનિ પહોંચાડે છે અને અંગ-ઉપાંગોમાં વિકૃતિઓ સર્જે છે. જળ અને જમીન જીવન માટે અનિવાર્ય છે અને આ બંને સ્વચ્છ હોય તે એટલું જ જરૂરી છે. કમનસીબી એ છે કે નદીઓના જળને ઉદ્યોગોનાં પ્રદૂષણથી મુક્ત રાખવાને બદલે પ્રદૂષિત થયેલાં જળને શુદ્ધ કરવાનો મિથ્યા પ્રયત્ન કરવામાં આવે છે. રસાયણો, ઘરવપરાશનો સાબુ, ડિટરજન્ટ, ખેતીમાં વપરાતી જંતુનાશક દવાઓ, ગટરોનો કચરો, ઔદ્યોગિક કારખાનાંઓમાંથી છોડવામાં આવતું રસાયણયુક્ત પ્રવાહી, રંગો, અણુકચરો વગેરે જળ અને જમીન સાથે ભળે છે. હાનિકારક પાણી નદીમાં કે જમીનમાં ભળવાથી જમીન અને નદી બંને પ્રદૂષિત બને છે જે કોઈ પણ સજીવો માટે હાનિકારક બને છે.

મોટાંમોટાં શહેરોમાં મોટા ઉદ્યોગો, કારખાનાં, વાહનો, ઍરોપ્લેનના અવાજ તેમજ જાહેર ઉત્સવો વખતે ફોડવામાં આવતા ફટાકડા અને લાઉડસ્પીકરો દ્વારા થતા ઘોંઘાટ અને તીવ્ર અવાજ વડે શાંત વાતાવરણને દૂષિત કરવામાં આવે છે જે અવાજનું પ્રદૂષણ કહેવાય. વધુ પડતા અવાજને લીધે લોહીનું દબાણ વધવું, માનસિક તનાવ, મગજ ઉપર વિપરીત અસર તથા શ્રવણશક્તિમાં ઘટાડો વગેરે રોગો ઘર કરી જતાં હોય છે. કમનસીબી એ છે કે આપણા દેશમાં આ અંગેની જાગૃતિ ક્યાંય જોવા મળતી નથી.

સઘળાં પ્રદૂષણોનાં મૂળમાં મનુષ્ય રહેલો છે. મનુષ્યના હૃદયમાં કુદરત વિશે અહોભાવ જાગે અને પોતાને પૃથ્વી પર જીવવાનો જેટલો અધિકાર છે તેટલો જ અધિકાર અન્ય જીવસૃષ્ટિને પણ છે તેટલી સમજ તે વિકસાવે અને એ રીતે જીવનવ્યવહાર ગોઠવે તો સઘળાં પ્રદૂષણોનો અંત આવે.

**પશ્ચિમી સભ્યતાનું આક્રમણ :** યુરોપીય પ્રજાઓના આગમન પછી ભારતને પશ્ચિમી શિક્ષણ દ્વારા પશ્ચિમની સભ્યતા, જ્ઞાન-વિજ્ઞાન, દર્શન, ધર્મ, મૂલ્યો તથા જીવનપદ્ધતિનો સતત પરિચય થતો ગયો. ઔદ્યોગિક ક્રાંતિ પછી ઉદ્યોગો અને વાહનવ્યવહારનાં સાધનોમાં આવેલી ક્રાંતિથી દેશમાં સમયાનુસાર ભૌગોલિક અને ઔદ્યોગિક એકીકરણ થયું. તેનાથી પશ્ચિમની સભ્યતાનો પ્રભાવ વ્યાપક બન્યો.

પશ્ચિમી સભ્યતાના પ્રભાવ હેઠળ વિચારો, આદર્શો, મૂલ્યો અને સિદ્ધાંતોમાં પરિવર્તન આવ્યું છે. આપણી રહેણીકરણી અને પોશાક બદલાયાં છે. પુરુષોના પહેરવેશમાં કોટ, પેન્ટ, શર્ટ, ટાઈ, બૂટ, મોજાં તથા સ્ત્રીઓના પોશાકમાં મેક્સી, મીડી, ગાઉન, જીન્સપેન્ટ, જર્સી વગેરે વ્યાપક બન્યાં છે. જોકે સાડીનું મહત્ત્વ જરાય ઓછું નથી થયું. સૌંદર્યપ્રસાધનો જેવાં કે લિપ્સ્ટિક, પાઉડર, સેન્ટ, શેમ્પૂ વગેરેનો પ્રયોગ વધતો જાય છે. અંગ્રેજી ભાષાનું આક્રમણ વ્યાપક બન્યું છે. બોલચાલની ભાષામાં અંગ્રેજી શબ્દોનો પ્રયોગ છૂટથી થાય છે. પપ્પા, મમ્મી, ગુડમોર્નિંગ, થેંક્સ, બાયબાય, ટાટા, કાર, સ્કૂલ, કૉલેજ, મીટિંગ, ફિલ્મ વગેરે અનેક શબ્દો બોલચાલમાં વારંવાર વપરાય છે. સંતાનોને અંગ્રેજી માધ્યમની શાળાઓમાં ભણાવવાનો મોહ શિક્ષિત અને અશિક્ષિત મા-બાપોમાં વ્યાપક બનતો જાય છે. આજે ઇજનેરી શિક્ષણ, તબીબી શિક્ષણ અને વિજ્ઞાન કે કમ્પ્યૂટર્સનું ઉચ્ચ શિક્ષણ માત્ર અંગ્રેજી ભાષામાં જ અપાય છે. હાઈકોર્ટ અને સુપ્રીમ કોર્ટનો વ્યવહાર લગભગ અંગ્રેજીમાં જ ચાલે છે. દક્ષિણ ભારતમાં

સામાન્ય લોકો હિન્દી કરતાં અંગ્રેજીમાં વધુ સમજે છે. અંગ્રેજો ગયા પરંતુ અંગ્રેજી ભાષાનો પ્રભાવ આપણા ગુલામ માનસ પરથી ઓછો થયો નથી.

શહેરોનો વિકાસ થતાં મકાનોની બાંધકામ પદ્ધતિની તેની સજાવટ, રાચરચીલું તથા શાળા અને કચેરીના ફર્નિચરમાં પણ પશ્ચિમી સભ્યતાનો પ્રભાવ ઊડીને આંખે વળગે એવો છે. ટેબલ, ખુરશી, ડાઇનિંગ ટેબલ, ફ્રિજ, કારપેટ, પેટ્રોલવાળાં વાહનો વગેરેની સામે ભારતીય પર્યાયો પૂરતાં પ્રમાણમાં હોવા છતાં આ સાધનોથી મોભો વધે છે એટલા ખાતર પશ્ચિમી સભ્યતાનું આંધળું અનુકરણ થઈ રહ્યું છે. ભારતીય ફિલ્મ જગતમાં, નૃત્ય અને સંગીતમાં પશ્ચિમનું ઘણું અનુકરણ નજરે પડે છે. પશ્ચિમનાં વાજિંત્રો, ઑરકેસ્ટ્રા, નૃત્યમાં રોક એન્ડ રોલ બ્રેકડાંસ તથા ડિસ્કો એ પશ્ચિમી સભ્યતાની જ નીપજ છે. કુટુંબજીવનનાં ઉદાહરણો લઈએ તો વિભક્ત કુટુંબપ્રથા, પ્રેમલગ્નો, કરારલગ્નો, છૂટાછેડા, સ્વૈચ્છિક અનૈતિક સંબંધો વગેરે પશ્ચિમી સભ્યતાનો પ્રભાવ સૂચવે છે.

વિજ્ઞાનના વિકાસને લીધે ઔદ્યોગિક ક્ષેત્રે પશ્ચિમી સભ્યતાનો પ્રભાવ ઘણો વધ્યો છે. જોકે, યંત્રોના ઉપયોગથી સામાન્ય માણસનાં સુખ-સગવડ વધ્યાં છે અને બે સ્થળો વચ્ચેનું ભૌગોલિક અંતર સમયની દૃષ્ટિએ ઘટ્યું છે એ એકરાર પણ કરવો રહ્યો. સ્વયંસંચાલિત યંત્રો અને કમ્પ્યૂટર્સના ઉપયોગથી ઉત્પાદનની ગુણવત્તા સુધરી છે અને ઓછા સમયમાં વધુ ઉત્પાદન થઈ શકે છે. જોકે, ઉદ્યોગીકરણે શહેરોને ગીચ બનાવ્યાં, ગામડાં તૂટ્યાં અને પર્યાવરણના પ્રશ્નો ઊભા કર્યા એ પણ સામે પક્ષે એટલું જ સાચું છે.

કલા, સાહિત્ય અને વિજ્ઞાનનાં ક્ષેત્રો પણ પશ્ચિમના પ્રભાવથી મુક્ત રહ્યાં નથી. સ્થાપત્ય, શિલ્પ, ચિત્ર, સંગીત વગેરે કલાઓમાં છેલ્લા કેટલાય દાયકાઓથી પશ્ચિમી સભ્યતાનો પ્રભાવ વર્તાઈ રહ્યો છે. ભારતીય સ્થાપત્યમાં રોમન, ગોથિક કે વિક્ટોરિયન યુગની કલાનાં તત્ત્વોનું વત્તેઓછે અંશે મિશ્રણ થયું છે. શિલ્પકલામાં ખાસ કરીને સ્ટૅચ્યુ બનાવવાની પદ્ધતિમાં પશ્ચિમનો પ્રભાવ સવિશેષ જણાય છે. ચિત્રકલામાં તૈલરંગો, રંગ ઉપરાંતનાં ઉપકરણો વગેરે વધી રહ્યાં છે. પશ્ચિમમાં પ્રચલિત થયેલા વિવિધ કલાવાદોને લીધે પ્રયોગાત્મક ચિત્રો બનાવવાની પરંપરા વિકસી છે. આની સૌથી મોટી અસર એ પડી કે સામાન્ય માણસને ન સમજાય એવાં ચિત્રો બન્યાં. એથી સામાન્ય જનતા આ કલાથી વિમુખ બની. સંગીતનાં વાદ્યોમાં ગિટાર, વાયોલિન, કેસિયો, યામા વગેરે પ્રવેશ્યાં. પશ્ચિમી ગીતરચના અને સ્વરાંકન પદ્ધતિ અપનાવાઈ. આથી, વધુ પડતા ઘોંઘાટવાળું ફિલ્મી સંગીત ટીવી, રેડિયો દ્વારા પ્રચલિત થયું; પરંતુ લોકસંગીત અને પારંપરિક ભજનોની બાદબાકી થઈ ગઈ. પશ્ચિમી સભ્યતાના વિજ્ઞાન અને યંત્રવિદ્યાના વિકાસે આપણને સૌથી વધુ પ્રભાવિત કર્યા છે.

**ભાવિમાં ટકી રહેવા માટેના ઉપાય :** સંસ્કૃતિ સમક્ષ પડકારો તો અનેક છે. કેટલાક નજરે જોઈ શકાય છે તો કેટલાક વણકલ્પ્યા છે. આ પડકારોને પહોંચી વળવા અને ભાવિમાં ટકી રહેવા હવે એક નવી સંસ્કૃતિ ઊભી કરવી પડશે. નવો માનવ બનાવવો પડશે, જે સંપૂર્ણ સ્વસ્થ હોવો જોઈએ. તે પૂર્ણપણે ભાવાત્મક જીવન ગાળતો હોવો જોઈએ. આ સ્વસ્થતા અને પૂર્ણતા માટે ત્રણ જરૂરિયાતો છે : ( 1 ) માણસ પોતાનો કહી શકે તેવો સુદૃઢ સમાજ જોઈએ,

સમુદાય જોઈએ. ( 2 ) જીવનનું ધ્યેયલક્ષી માળખું જોઈએ, ઢાંચો જોઈએ અને ( 3 ) જીવનમાં અર્થસભરતા જોઈએ. આજે આ ત્રણેય બાબતોનો અભાવ વર્તાય છે અને એથી જ ચારેબાજુ અસંતોષ, અસ્વસ્થતા અને અરાજકતાનું વાતાવરણ સર્જાયું છે.

'થર્ડ વેવ' (ત્રીજું મોજું) નામના પુસ્તકનો અમેરિકન લેખક ટૉફલર કહે છે કે માણસને એકલવાયાપણાની લાગણી કોરી ખાતી હોય છે. તેને દૂર કરવા એવો માનવ સમુદાય સર્જવો પડશે કે જેથી દરેક વ્યક્તિ પોતીકાપણું અનુભવે. પોતે એ સમુદાયનો છે અને એ સમુદાય પોતાનો છે એવી માણસને અનુભૂતિ થવી જોઈએ. આજે બન્યું છે એવું કે પરિવર્તનને નામે જૂની પરંપરાઓ અને જૂની સંસ્થાઓ તૂટી રહી છે અને નવા વિકલ્પોમાં છીછરાપણું છે, ક્યાંય ઊંડાણ નથી. આજે માણસ એવી પરંપરાઓ, એવી સંસ્થાઓનો ભૂખ્યો છે જેમને માટે એ પોતાનો આદર, પ્રેમ, વફાદારી દાખવી શકે. પોતાના રોજિંદા વ્યવહારમાં વ્યાપેલું છીછરાપણું કે ઉપરછલ્લા વ્યવહારને સહયોગાત્મક સંબંધે બાંધી શકે, એ માટે આપણે સ્વસ્થ સમાજનું નિર્માણ કરવું પડશે. કૌટુંબિક સંબંધો સઘન કરવા પડશે. વૃદ્ધોને ઘરડાં-ઘરને હવાલે અને બાળકોને માત્ર નિશાળને હવાલે કરી દીધે નહિ ચાલે. વૃદ્ધોની સંભાળમાં અને બાળકોનાં શિક્ષણ-ઉછેરમાં આપણે જાતે રસ લેવો પડશે. દરેકેદરેક માણસની બીજા પ્રત્યે કંઈક જવાબદારી છે એવી ભાવના જન્માવવી પડશે.

એ જ રીતે માણસને જીવનનું કાંઈક માળખું જોઈએ કે જેની આસપાસ એ પોતાનો વ્યવહાર ગોઠવી શકે. માણસને પોતાની પ્રવૃત્તિઓ અને સમગ્ર જીવન અર્થપૂર્ણ લાગવું જોઈએ. એવી અનુભૂતિ આસપાસના સમાજ સાથેના તંદુરસ્ત સંબંધમાંથી જન્મતી હોય છે અને એ માટે સ્વાર્થ રહિત સામાજિક સંબંધો વિકસાવવા પડશે, એક એવો ધર્મ વિકસાવવો પડશે જેમાં વિજ્ઞાન અને તત્ત્વજ્ઞાનનો સમન્વય થયો હોય તેમજ 'વસુધૈવ કુટુંબકમ્'ની ભાવના જેનું મુખ્ય ધ્યેય હોય. એવો સંપ્રદાય સર્જવો પડશે જે ભૌતિકવાદી એષણાઓમાંથી આપણને મુક્તિ અપાવી શકે. આપણી જરૂરિયાતો અને આપણો વ્યવહાર એવી રીતે ગોઠવવો પડશે જેમાં કુદરતી સંપત્તિનો વિનાશ ન હોય. કુદરતી સંપત્તિના અવિચારી બેફામ ઉપયોગ સામે બ્રેક મારવી પડશે. આર્થિક વ્યવહારને ઈકોલૉજીના પરિપ્રેક્ષ્યમાં નવેસરથી ગોઠવવો પડશે.

## સ્વાધ્યાય

**1.** નીચેના પ્રશ્નોના જવાબ આપો :

( 1 ) ભારતીય સંસ્કૃતિ સમક્ષ કયાકયા પડકારો ઝીલવાના આવ્યા છે તેની યાદી કરો.

( 2 ) પ્રદૂષણ એ આપણા રાષ્ટ્રનો મહત્ત્વનો પડકાર છે. શાથી ?

( 3 ) ભારતીય સંસ્કૃતિ ઉપર પશ્ચિમી સભ્યતાનું આક્રમણ થયું છે એમ કઈ રીતે કહી શકાય ?

( 4 ) ભારતીય સંસ્કૃતિએ ભાવિમાં ટકી રહેવા માટે કયા ઉપાયો યોજવા જોઈએ ?

**2.** ટૂંક નોંધ લખો :

( 1 ) ભારતીય સંસ્કૃતિ ઉપર ભૌતિકવાદનો પ્રભાવ

( 2 ) ધર્મ અને વિજ્ઞાનના સમન્વયની સમસ્યા



